૫૪૪૩

# ગજરામારૂજીની વારતા.

**દુહો**—પ્રથમ સારદાને વીનવુંરે, કાંઇ ગણપત લાગુ પાયરે, કાંઇ. શુખ પુખ તમો આપજોરે, મારી જીભલડીએ જશ થાયરે; મા. દુંદાળો દુખ ભંજનોરે; કાંઇ સદાયે બારે વેશરે; કાંઇ. પ્રથમ સમરૂ હુંતો તેહનેરે એ ગવરી પુત્ર ગણેશરે, એ. શ્રીગુરૂને હુંતો ચરણે નમુંરે કાંઇ ગણપતિ રહું કર જોડરે, કાંઇ. સર્વને કરૂં હુંતો વિનતિરે, કાંઇ મુજને ન દેશો ખોડરે. કાંઇ.

માંડવગઢ શેહેરના જામ રાજાને સાત રાણીયો હતી તેમાં છ માનીતી અને એક દામાવતી રાણી અણમાનીતી હતી, એ સાતે રાણીઓમાં કોઇને પેટે દીકરો નહોતો. એક દહાડો સવારના પહોરમાં પાસેના ગામની એક ઢેયડી સુંથીઆં સાવરણી વેચવા સારૂ શેહેરમાં આવતી હતી તેણે રસ્તામાં વેગળેથી રાજાને સંડાસમાં જતા જેયા, એટલે વિચાર કર્યો કે સાત રાણીએ રાજા વાંઝીઓ છે માટે તેનું મુખ જોવાથી મને અપશુકન થશે, અને મારાં સુંથીઆ સાવરણી ખપશે નહીં. એવું ધારી તેણીએ સામી સાવરણી ધરી, પુઠ ફેરવી ઉભી રહી, તે જોઇને જામરાજા બહુ ગુસ્સે થયો, અને ઢેયડીને બોલાવી પુછવા લાગ્યો.

**દુહા**—સાચું બોલ તું તો દાસનીરે, કાંઇ જુઠાં વચન ન બોલરે, કાંઇ૦ જીતાં ચઢાવું તુંને શુળીએરે કાંઇ છુંદી પડાવું તારી છોલરે. કાંઇ૦

હે ઢેયડી સાચું બોલજે તેં મારા સામી સાવરણી શા માટે ધરી, જેવું હોય તેવું કહે, નહીતો તને શુળીએ ચડાવીશ, ને તારા શરીરની ચામડી ઉતરાવીશ. તે સાંભળી ઢેયડી ગભરાણી અને બોલી કે મહારાજા સાચું બોલીશ તો તમને રીસ ચડશે, રાજા કહે સાચું બોલીશ તો તને છોડી મુકીશ, અને ખુશી કરીશ, એવું સાંભળીને ઢેયડીના મનમાં ધીરજ આવી અને તે બોલી

**દુહો**—મેલામાં જોને ડુંગરો, કાંઇ તેથી મેલો લોભરે, કાંઇ૦ તેવો કાળો રાજા વાંઝીઓ તોતે મુવે ન પામે મોક્ષરે; તેતો૦ ડુંગરો એટલે પેટમાં પાપ રાખી પોતાની વાત બીજાને જણાવતા નથી તે મેલો કહેવાયછે, અને નથી ઉદ્ગરતે દરજ્જે લોભીઓ માણુસછે. એ બંને કરતાં વધારે વાંઝીઓ કહેવાયછે; વાંઝીઓને સ્વર્ગમાં જવાનો અધિકાર નથી, માટે તેવા પુરૂષનું સવારના પોહોરમાં મુખ જેવું અને શુકન લેવા

એ ઘણું નખેદછે, આપને સાત રાણીઓ છતાં પુત્ર નથી તેથી મારે સાવરણી આડી ધરવી પડી, આ વાત સાચી કહીછે હવે મને રજા આપો, રાજાએ ઢેયડીની વાત સાચી માનીને તેની ઉપરથી રીસ ઉતારી નાંખી, અને પોતાની સાથે દરબારમાં લઇ ગયા, ત્યાં ચોખાનો ઢગલો પડયો હતો તેમાંથી ગાંસડી બાંધી આપી ઢેયડીને વીદાય કરી. રસ્તે જતાં વિચાર કરવા લાગી કે હવે સાવરણી ને સુંથીઆં વેચવાની જરૂર નથી, બેકે ત્રણ મહિના જેટલી ખરચી આ ચોખા મળ્યાછે એમ ધારી પછી પોતાને ઘેર ગઇ, ત્યાં તેના ધણીએ પૂછ્યું કે તું આં ચોખા ક્યાંથી લાવી ત્યારે ઢેયડીએ કહ્યું કે તમારે શું કામ છે. ધણીએ કહ્યું કે રાંડ સાચુ બોલ નહી તો ઘરમાં પેસવા નહી દઉ, ત્યારે તે બોલી હુંતો રાજાને ત્યાંથી લાવીછું. તે સાંભળીને તેનો ધણી કહેકે એ ચોખા આપણે જોઇએ નહી, રાજા વાંઝીઓછે માટે તેમનું મોં જોવાય નહી તો પછી તેમનું અન્ન ન ખવાય. ઢેયડી કહેછે કે આખું શેહેર એમનું અન્ન ખાય છે, તો આપણને શી હરકત છે? શું આપણે બધાં કરતાં મોટાં કે રાજાનું ન ખાઇએ, તે સાંભળી તેનો ધણી બોલ્યો કે જે શાસ્ત્ર નથી સમજતા તેજ રાજાનું હરામ ખાય છે, પણ સમજુ તેતો હલાલ કરીને ખાવાના રાજા મફત કાંઇ આપે પણ સમજુ તો લે નહી, જો તને વિશ્વાસ આવતો ન હોય તો સરખાવી જો, આપણા ઘરમાં કોદરાછે તે ભરડો અને તેમાંથી કોદરી કહાડ, અને તેના બેગા રાજાના ચોખા ભેળવી ચકલાંને નાંખજે તે જનાવર ચોખા ખાઈ જશે તો આપણે ખાઇશું. ઢેયડીએ કોદરી અને ચોખા ભેગા કરીને ચકલાંને નાખ્યા પણ ચકલાંએ કોદરી વીણી ખાધી અને ચોખા રહેવા દીધા આવો પ્રત્યક્ષ દાખલો જોઇ ઢેયડી ચોખાનો પોટલો માથે ચડાવી રાજાના દરબારમાં પાછી આવી રાજાને કહ્યું કે જનાવર સરખાંએ તમારૂં અન્ન ખતાં નથી, તો અમે કેમ ખાઇએ? એમ કહીને ચોખા પાછા નાંખીને પોતાને ઘેર ગઇ. હવે રાજાને ઓળગાણીની વાતો સાંભળતાંજ રાજ્યાસનનું સુખ કશાકામનું નથી, એમ ધારી પોતાની છ માનીતી રાણીઓને બોલાવી કહ્યું કે સાત રાણીઓ છતાં વાંઝીઆમેણું રહ્યું ને તે મહેણાને લીધે મારૂં કોઇ મોં જોતું નથી, અને શુકન કોઇ જોતું નથી. માટે હવે હું નગરમાં રહેનાર નથી. મારે રાજપાટ જોઇતું નથી કોઇ અઘોર વનમાં જઈ ત્યાં કોઇ દેવની સેવા પૂજા કરીશ, અને જો

તે દેવ મારૂં વાંઝીયામેણું ભાગશે, તોજ નગરમાં પાછો આવીશ. નહીંતો જંગલમાં ભટકીને આવરદાનો છેડો લાવીશ, આમ કહી ફુલશિંગ વજીરને રાજપાટ સોંપી પોતે શામ ઘોડા ઉપર સ્વાર થઈ ચાલી નીકળ્યા. *

**દુહા**—રાણી રૂવે રંગ મોહોલમાં કાંઇ દાસી રૂએ દરબારરે, કાંઇ૦ રઇયત રૂએ સારા શહેરનીરે, કાંઈ વરતાયો હાહાકારરે; કાં૦ હાટે રૂવે હાટવાણીયારે, તે તો પાડી બેઠા હડતાળરે; કાંઇ પ્રાણી માત્ર રહે ઉદાસમાંરે; કાંઇ વૃક્ષ નમાવી છે ડાળરે; કાંઇ૦ કાળે ઘોડેને કાળે લુગડેરે, કાંઈ રાજા ચાલ્યા વનવાસરે; કાંઇ૦ વાંઝીઆ મેહેણું ભાગવારે, કાંઇ છોડી ચાલ્યા નગરની આશરે; કાંઇ૦

હવે રાજા નગરમાંથી નીકળ્યા કે તમામ રંગ મેહેલમાં રાણીઓ રૂદન કરવા લાગી. અને દાસીઓ ચાકર નફર અને નગરમાં વસનારા લોકોએ ઘણું કલ્પાંત કરવા માંડયું, નગરના લોકોને ઉદાશ જોઈ પશુ પક્ષિ પણ દિલગીર થયાં, પશુ પક્ષિનો શોકાતુર દેખાવ છતાં રાજા પોતે વાંઝીઆ મેહેણું ભાગવાની આશાએ રાજપાટ અને કુટુંબ કબીલો મુકીને જંગલમાં એકલો ચાલી ગયો. આગળ જતાં એક મોટું બપઇયા વન આવ્યું ત્યાં ઝાડની મોટી ઘટા જોઇ પોતે ઝાડ તળે વીસામો કર્યો. ત્યાં પવનથી ખરી પડીને પાંદડાંના ઢગલા જમીન ઉપર પડયા છે. તે ખસેડીને હાથ વતી રાજા જમીન સાફ કરે છે. એટલે પાંદડામાં ઢંકાએલી જળાધારી સહિત મહાદેવની મૂર્તિ રાજાની નજરે પડી. તે જોઇ રાજા હરખ્યો કે હું કોઇ દેવને ખોળવા નીકળ્યો હતો તે મારા ઉપર કૃપા કરીને મને સામા આવી મળ્યા. માટે હું આ જગાએ રહીને મહાદેવ આગળ તપ કરૂં, એમ આદરીને મહાદેવની પૂજા કરવા લાગ્યો. પૂજા કરતાં બાર વરસ વીતી જવા આવ્યાં તો પણ મહાદેવ કાંઈ પ્રસન્ન થયા નહી, એવામાં એક દિવસ બે શીકારીઓ શીકાર કરવા નીકળ્યા હતા, તે શીકારીઓ ઝોળીઓ ખભે ભરાવી ચાલ્યા આવે છે. તેઓએ વેગળેથી રાજાને અને ઘોડાને દીઠો, એટલે વીચાર કરે છે કે આપણે પેલા આદમીને મારી નાંખી તેની પાસેથી ઘોડો લઇએ એવું ધાર્યું. તે શીકારીઓને દીઠા એટલે રાજા વીચાર કરે છે કે આ લુટારા છે, તેઓ આ ઘોડાની લાલચે મને મારી નાખશે, આ રાજપાટ મુકીને મરવા સારૂ અહીં આવ્યો છું, હાથે મરવું તેના કરતાં પરાયા હાથે મોત થશે તો આત્મહત્યા કરવા બાબત નરકમાં જવું નહી પડે હું મારે

ગલીએ જઇશ. એવું ધારી હિંમત રાખી રાજા બેઠા છે. એટલામાં પેલા શીકારી આવી પહોંચ્યા અને કરડી આંખ કરી ઉભા રહ્યા છે. જે તમારા મનમાં હોય તે તાકીદથી કરીનાંખો. એટલે હું આ દુખમાંથી છુટીને તરત પરમેશ્વર પાસે સુખમાં જઇ બેસું. આ વાત સાંભળી શીકારી વીચારમાં પડ્યા કે આ કોઇ મોટો માણસ છે. કારણ કે આપણે એક ગાઉ ઉપર જે વીચાર કર્યો હતો તે તેના જાણવામાં આવ્યો, માટે માનો ન માનો પણ આ કોઇ દેવતા છે એમ ધારી મારવાની વાત ભૂલી જઇને હાથ જોડી રાજાને પુછે છે કે મહારાજ તમે કોણ છો અને અહીં જંગલમાં શા કારણે બેઠાછો ? રાજા કહે ભાઇઓ હું રાજા છું પણ મહારે પેટ કાંઇ છોકરૂં નથી, માટે વાંઝિયા મેહેણું ભાગવા સારૂ આ મહાદેવની શેવના કરૂં છું તે સાંભળી શીકારીઓ વિચાર કરેછે કે આપણે પેટ છોકરૂં નથી, અને વાંઝીઆ છીએ, માટે આમની જોડે બેશી તે મહાદેવની સેવના કરીશું તો પુત્રથશે. એમ ધારી ઝાડે ઝોળિયો ભરાવી મહાદેવની સેવા કરવા બેઠા ને જ્યાં બે ને ત્રણ દિવસ થયા, એટલે પેલા શીકારીઓને ભુખ લાગી અને તેમનાથી ભુખે રહેવાયું નહી, એટલે વીચાર સુજ્યો કે આપણાથી હવે ભુખ્યા રહેવાશે નહી અને આપણી પાસે શીકાર લાવેલો તઇયાર છે તે ખાઇએ, એમ ધારી ઝોળીમાંથી શીકાર બહાર કાઢીને મહાદેવની જળાધારી ઉપર મુકી કાપવા માંડ્યો એટલે તમામ જળાધારી અને શિવલિંગ રૂધીરથી ભરાયું, આવું અઘોર કામ જોઇ મહાદેવ અકળાયા કે આ પાપી કેમે કર્યા જશે નહી, અને મને ભ્રષ્ટ કરી નાંખશે. એમ ધારી પોતે જોગીનો વેશ લઇ, શીકારીઓના સામા આવી ઉભા રહ્યા. અને શીકારીઓને કહ્યું કે અરે મુરખ, તમે આ શું કામ કરો છો, અને અહીઆં કેમ આવ્યા છો શીકારીઓએ કહ્યું કે અમારે પેટ કાંઇ છોકરૂં નથી. તે સારૂ મહાદેવની પાસે પુત્ર લેવા આવ્યા છીએ તે આપશે એટલે જઇશું, લીધા સિવાય જતા નથી. મહાદેવે વિચાર્યું કે આ પાપીઓને હવે પુત્ર આપું એટલે અહીથી જાય, એમ ધારી મહાદેવે શીકારીઓને કહ્યું કે ઘેર જાઓ તમને પુત્ર થશે, શીકારીઓએ કહ્યું કે વચન આપોતો જઇએ, પછી મહાદેવે વચન આપી અંતરધ્યાન થયા, અને શીકારી પણ હરખાતા હરખાતા પોતાને રસ્તે પડ્યો, આ તમાસો જોઇ રાજા જામ વિચાર કરે છે કે આપણા કરમની વાત છે, હું બાર બાર વરસના અપવાસ કરીને સેવના કરૂછું, પણ મહાદેવ મને કોઇ દીવસ

સ્વપ્નામાં દેખાતા નથી. અને આ બે પાપી ચંડાળ એક બે દીવસ આવીને બેઠાને મહાદેવની જળાધારી અપવીત્ર કરી તેમને મહાદેવે પુત્ર આપ્યા, વાસ્તે હું પણ તેમની માફક કરૂં. એ વિચારી પોતાના ઘોડાનું દોરડું છોડીને ઊંચે ઝાડ સાથે બાંધ્યું. અને પોતાના બે પગ બાંધીને પોતે નીચે મોઢે લટકીને એક હાથે મહાદેવની મુર્તિ ઉપર કટારી ઘાલીને હીંચકા ખાવા લાગ્યો એટલે કટારની અણીની ધાર માથા સાથે અથડાઈ માથું છુદાવા લાગ્યું અને મહાદેવની જળાધારી લોહીથી ભરાવા લાગી. આવી કમકમાટ ભરેલી રીતે રાજા કમળ પુજા કરે છે તે જોઇ શીવને ઘણો ત્રાસ આવ્યો, અને એકદમ રાજાની સામા આવીને ઉભા રહ્યા અને રાજાને કહ્યું કે તું આટલું બધું શું કરવાને કરે છે ? રાજા કહે કે મહારાજ, હું બાર બાર વરસથી પુત્રની આશાએ રાજપાટ મુકી ભુખ તરસ વેઠી તમારી શેવના કરૂ છું, તોપણ તમે પ્રસન્ન થયા નહી, ને આ પેલા શીકારી પાપી કરમના કરનાર તેમને તમે એક બે દીવસમાં પુત્ર આપ્યા માટે મારે તો હવે તમારે માટે મરવું છે. મહાદેવ કહે કે જેણે જેવું કર્યું હશે તેને તેવું ફળ મળશે મેં એમને પુત્ર આપ્યા પણ તે પુત્ર છાણમાં કીડા પેદા થઇને મરી જાય છે તેમ ઉછરીને મરી જશે, અને તને જે પુત્ર આપવાનો તે કોઈ નામના કરવા લાયક થશે માટે હવે તું તારા પગ છોડી નાંખ હું તારા ઉપર ઘણો તુષ્યમાન થઈ ગયો છું. પછી રાજાએ હાથ પગ છોડી નાખી બે હાથ જોડી પોતે મહાદેવના સામા ઉભા રહ્યા, માહાદેવે પુછ્યું કે તમારે કેટલી રાણીઓ છે રાજાએ કહ્યું કે સાત રાણીઓમાં છ માનીતી અને એક અણમાનીતી છે; પછી મહાદેવે કહ્યું કે ઊચુ જો આ ઝાડ શેનુંછે ? રાજાએ જોયું . એટલે આંબાનું ઝાડ દીઠું. પછી મહાદેવે કહ્યું કે તેના ઉપર ફળ છે કે નહી ? રાજાએ બીજીવાર ફરીને આંબા સામું જોયું. તે આંબા ઉપર કેરીઓ ઝુલી રહી છે અને તે કાંઇ કારમી દેખાય છે; તે જોઇ રાજાએ કહ્યું કે મહારાજ બીનરતે આંબા ઉપર કેરીઓ ઝુલી રહી છે, મહાદેવે કહ્યું કે આ મારો ઘોકો લઇને જા અને આંબા ઉપર મારય પછી તે કેરીઓ નીચે પડે તે તારી રાણીઓને ખવરાવજે એટલે પુત્ર થશે જો વધારે લોભ કરીશ તો બાર વરસની મેહેનત નકામી જશે. માટે બીજીવાર ઘોકો મારીશ નહીં. તે સાંભળી રાજાએ ઘોકો લઇને આંબા ઉપર માર્યો અને શીવ પણ અલોપ થઈ ગયા. હવે રાજાએ આંબા ઉપર ઘોકો લઇને માર્યો કે સાત કેરીએ

નીચે પડી તે લેઈ ઝોળીમાં નાંખી મહાદેવની પાસે આવી હાથ જોડીને કહ્યું કેઃ-

દુહા-જગસર માહાદેવ તમને વીનવું રે, હું તો લળી લળી લાગુ પાયરે, હું તો૦ વાંઝીયા મેણું મારૂં ભાગીયું રે, મારી સહાય કરજો સહાયરે; મા૦ વિધવા નગરી મારી સધવા થઈરે, કાંઈ ભાગ્ય તણો નહીં પારરે; કાંઈ૦ મેહેર કરી મહાદેવજીરે, મને આપ્યો નવો અવતારરે, મ૦

માહારાજ તમે મારૂ વાંઝીયા મેહેણું ભાગ્યું, તેથી મારા ભાગ્યની કાંઈ શોભા રહી નથી અને મહારી નગરી જે મારા વગર સુની પડી હતી, તે હવે મને જોઇને ઘણી ખુશી થશે. અને બહુ સુખ પામશે; કેમકે મને આજ નવો અવતાર આપ્યો, હું નગરમાંથી નીસર્યો ત્યારનો મરી ગયા બરાબર હતો, એવી રીતે રાજાએ મહાદેવને અરજ કરી, અને પ્રદક્ષણા કરીને ઘોડા ઉપર સ્વાર થઇ નગર ભણી ચાલ્યો. જ્યાં નગર નજીક આવ્યું એટલે લોકોએ રાજાને દીઠા અને રાજા આવ્યાની વાત ચાલી તેથી તમામ રઇયત બહુ ખુશી થઇ. ફુલસિંગ વજીરે પોતાનું બધું લશ્કર શણગાર્યું, અને સોનારૂપાનાં ફુલ પડાવી મોટી ધામધુમથી વાજતે ગાજતે રાજાની પાસે આવ્યો. રાજાના પ્રધાને તથા રાણીઓએ તથા રઇયતે સોના રૂપાના ફુલથી વધાવ્યા, અને રાજા પોતે રાણીઓના મેહેલમાં ગયા, અને પોતાની છ માનીતી રાણીઓને બોલાવી પેલી સાતે કેરીઓ આપી દીધી રાણીઓએ તે કેરીઓ ખાધી અને ગોટલા છોતરાં મેહેલની બહાર ફેંકી દીધાં પેલી અણમાનીતી રાણી દામાવંતીએ પોતાની દાસીઓને કહ્યું કે માનીતી રાણીઓના મેહેલ આગળ જા અને જો કે રાજા શી નવી ચીજ લાવ્યાછે? બાર વરેસે રાજા ઘેર આવ્યા છે, માટે કંઇક લાવ્યા તો હશે અને તે ચીજમાંથી કાંઇકિ નકામું બારણે ફેંકી દીધું હશે તે તું લઇ આવ, તે સાંભળી દાશી માનીતી રાણીઓના મેહેલ આગળ આવીને જુવેછે તો કેરીઓના ગોટલા છોતરાં દીઠાં, તે જોઇને દાસીને અચંબો લાગ્યો કે આ રતમાં આંબાનાં પાંદડાં સરખાં ખરી પડે છે, તો કેરીઓ ક્યાંથી? માટે આ કેરીઓજ નવીન ચીજ જણાય છે, એમ ધારી કેરીઓનાં ગોટલા છોતરાં વીણી લઇને પોતાની બાઇ દામાવંતીને આપ્યાં, ને કહ્યું કે બાઈ રાજા તો નવી ચીજ કેરીઓ લાવ્યા છે, તેના ગોટલા છોતરાં પડેલાં હતાં તે હું લાવી છું, દામાવંતી કહે કે ગોટલા છોતરાં પણ કામનાંછે.

એમ કહી ખાંડી કુટીને પીવાની રાબ કરી રાબને પીવાનો વિચાર કરે છે એટલામાં તેને વેહેમ આવ્યો કે આતો દેવતાઈ ફળ છે, તેથી તેમાં કાંઈ દઇવત હોય અને કદી મને ગરભ રહે તો પછી રાજા આળ મુકે અને તે ખરૂં મનાય કારણ કે મારા મોહોલે આવતા નથી માટે હું ફુલસિંગ વજીરને બોલાવી તેના રૂબરૂ પીઉ, તો કોઇ દીવસે રાજાને મોઢે મારી સાંખ પુરે એમ ધારી દાશીને ફુલસિંગ વજીરને તેડવા મોકલી. દાશીએ જઈને ફુલસિંગ વજીરને કહ્યું કે મારી બાઈ તમને તેડેછે વાસ્તે હાલ ચાલો. પછી ફુલસીંગ વજીર દામાવંતી રાણીના મેહેલે આવ્યા, રાણીએ આસન આપ્યું વજીર કહે કે રાણીજી તમે મને કેમ તેડાછે ને એવું શું તાકીદનું કામ પડયું છે તે મને કહો રાણી કહે કાંઇ મોટું કામ નથી પણ સેહેજ વાતછે, તે તમને કહુંછું. રાજા પુત્રની આશાએ બહાર ગયા હતા. ત્યાંથી બાર વરસે આવ્યા ત્યારે કેરીઓ લાવ્યા હતા, તેના ગોટલા છોતરાં મારા હાથમાં આવ્યાંછે, તેની રાબ કરી પીવાનો મેં વિચાર કર્યો છે કદાચ કોઇ મોટા પુરૂષે તે કેરીઓ પુત્ર થવા સારૂ આપી હોય ને કદી મને ગરભ રહે તો મારે માથે કલંક મુકે, શાથી જે હું રાજાની અણમાનીતી છું તે સારૂં તમને વચમાં રાખવા તેડ્યા છે પ્રધાને કહ્યું કે બાઇ એમાં તે શું છે તમે સુખેથી તે રાબ પીઓ પુત્ર થશે તો તમારી વતી હું જવાબ દઇશ. વજીરે ધીરજ આપી એટલે દામાવંતી રાણીએ વજીરના દેખતાં ચંદ્ર સૂરજની સ્તુતિ કરવા માંડી.

**દુહો**–ચંદ્રમા સૂરજ તમને વીનવુંરે, મારી સાચેરી પુરજો શાખરે; મા॰ રાજા મોહોલે નથી આવતારે, મને કુડી ચડાવે આળરે; મ॰ પીતા વીના જોને પુત્ર થયોરે, એવી આપશે મુજને ગાળરે; એ॰ જગશર માહાદેવ તમને વીનવુંરે મારી બ્રહ્મેરી રાખજો લાજરે, મા॰ પુત્ર પ્રસાવીને આપશો, મારાં સરશે સઘળાં કાજરે, મા॰ ફુલસંગ વજીર તમને વીનવુંરે, મારી સાચેરી પુરજો સાખરે, મા॰ રાજા મોહોલે નથી આવતારે, મને કુડી ચડાવશે આળરે, મ॰ પીતા વીના પુત્ર થયોરે, એવી આપશે મુજને આળરે," એવી॰

હે ફુલસંગ વજીર તમારી અને ચંદ્ર સૂરજની સાખે આ કામ કરૂંછું. જો મારા ભાગ્યમાં હોય ને મહાદેવ મને પુત્ર આપે તો મારી લજ્યા તમારા હાથ-

માંછે. એટલું કહી રાણીએ ફુલસંગ વજીરને વિદાય કીધા, એટલે તે પોતાને ઘેરે ગયા, હવે રાણીએ વીચાર કર્યો કે રાખ પીવાથી કદાચ મને પુત્ર થશે તો તેને ચઢવા લાયક ઘોડો જોઇશે માટે મારી ઘોડીને અડધી રાખ પાઉં તો વછેરો તેના જેવોજ થાય, એવું ધારી અડધી પોતે પીધી અને અડધી ઘોડીને પાઇ, તે દીવસથી રાણીને અને ઘોડીને સાથે ગરભ રહ્યા પણ ૭ માનીતી રાણીઓને કેરીઓ ખાધાથી ગરભ રહ્યા અને જ્યાં નવ મહીના પુરા થયા એટલે સાત રાણીઓને પુત્ર અવતર્યા, અને અઢાર મહીને ઘોડીને પણ મહા જોરાવર વછેરો થયો, માનીતી રાણીઓને રાજાએ કેરીઓ આપી, અને રાણી દામાવંતી અણમાનીતી જાણીને આપી નહીં. એટલો વેરાવંચો કરવાથી મહાદેવ કોપાયમાન થયા, એટલે ૭ રાણીઓને પુત્ર કદરૂપા, લુલા અને લંગડા અવતર્યા. અને હેતે કરીને ગોટલા છોતરાંની રાખ પીનારી પેલી અણમાનીતી દામાવંતીને મહા કાન્તીવાન અને તેજસ્વી પુત્ર પેદા થયો પેલી ૭ માનીતી રાણીઓને પુત્ર આવ્યાની વધામણી રાજા પાસે ગઇ. તેથી રાજા હરખ્યા પણ અણમાનીતીને પુત્ર થયો તેની કોઇને ખબર નથી સવારના પહોરમાં દામાવંતી પોતાની દાશીને બોલાવીને કહેછેઃ—

**દુહો**—દાશીરે મારી જોને બેનડીરે, તુંતો ઝટપટ તઇયાર થાયરે, તું૦ જન્મોતરી કરાવીને પુછીએરે, કાંઇ જોશીને તેડવા જાયરે. કાં૦

અરે એ દાશી તું ઝટપટ તઇયાર થઇને જા જોશીબાવાને બોલાવી લાવ કે આપણે ભાઇની જન્મોતરી કરાવીએ. દાશી જોશીને બોલાવી પોતાની બાઇ પાસે આવી, રાણીએ કહ્યું કે મહારાજ કુંવર આજ રાત્રે અવતર્યોછે, માટે કયા નક્ષત્રમાં તેમનો જન્મછે અને શું નામ પાડવું તે મને કહો. જોશીબાવાએ જન્માક્ષર તઇયાર કરી ગ્રહ ઉપરથી નામ કાઢીને કહ્યું કેઃ—

**દુહો**—સારે નખેત્ર કુંવર આવીયોરે, એતો રાખે પિતાનો ઠામરે, એતો૦ ધરણી ધ્રુજે એના તેજથીને, એનું મતીઓમારૂ આવે નામરે, એ૦ જોરે મતેરે સકુને જીતશેરે, એતો ઝાઝેરી રાખશે હામરે, એતો૦ જગશર માહાદેવ એની સાહાયમાંરે, એનું ગજરો મારૂ પાડો નામરે. એનું૦

બાઈ તો એવા શુભ અને તાપકારી નક્ષેત્રમાં જન્મ્યાછે કે તેઓ મહા પ-

રાક્રમી જોરાવર અને કાન્તીવાન થશે. પોતાની બુદ્ધિથી કામ કરશે, આભની સાથે બાથ ભીડવાને હીમત ચલાવશે, એના તેજથી આખી દુનીયા અંજાઇ જઇ એને વશ થશે, પિતાની ગાદી પોતે ભોગવશે, પણ બાર વરસની ઉમરમાં કુંવરને વનવાસ જવું પડશે, વનમાંથી આવ્યા પછી કુંવર ગાદીએ બેસશે એવું કહ્યાથી રાણી ઘણાં ખુશી થયાં, અને દાસીને કહ્યું કે, જોશીને શેલાં પાઘડી અને હીરા જડીત સોનાનાં કડાં પેહેરાવજો, દાસીએ તે પ્રમાણે સરવે આપ્યું. એટલે જોશી માહારાજ રાજી થઈ પોતાને ઘેર ગયા. દામાવંતીના હરખની કંઈ શીમા રહી નહીં. તેણે બ્રાહ્મણ, ભાટ, ભવાયા અને બીજા માગણ લોકને ધન આપી ખુશી કર્યા હવે કુંવર દીવસે ન વધે તેમ રાતે વધે. એ રીતે સાત વરસની ઉમરના થયા એટલે ભણવા સારૂ મુક્યા ભણીગણી મહા વિદ્વાન થયા અને જેમ જેમ મોટી ઉમરના થતા ગયા તેમ તેમ પોતાની હુંશીઆરી ચતુરાઈ અને અંગની ખુબી બાહાર નીકળવા માંડી. એક દીવસ જામ રાજાએ પોતાની માનીતી રાણીઓના કુંવરને દરબારમાં બોલાવ્યા. અને તેમની ગાદી પોતાની પાસે નંખાવી તે ઉપર બેસાડ્યા. કુંવરો જોઈ તમામ સભા લાજવા લાગી અને માંહોમાંહે રાજ્ઞ હસવા લાગ્યા. એટલે ફુલસંગ વજીર વિચાર કરેછે કે, આ વખતે જો દામાવંતીનો કુંવર ગજરોમારૂ હોય તો બધી સભા ઝાંખી પડી જાય, પણ તે રાજાના કહ્યા વગર તેડી કેમ લવાય, રાજા ગુસ્સે થાય તે શીવાય બીજીતો કાંઇ હરકત નથી. ખેર! રાજા ગુસ્સે થશે તો થા, પણ આ વખત તે કુંવરને તેડી લાવું એમ ધારી વજીર દામાવંતીના મોહોલે આવ્યો, અને રાણીને કહ્યું કે બા તમારી પાસે એક ચીજ માગી લેવા આવ્યો છું. રાણી કહે ભાઇ અણમાનીતી પાસે એવી શી ચીજ માગવાની છે કે તમે એકાએક મારા મોહોલે પધાર્યા? મારા મોહોલ કરતાં તો તમારા રાજાને ત્યાં જે જોઇએ તે હશે. મારી પાસે માગશો તે આપી શકાય તેવી હશે તો હું જરૂર હાજર કરીશ, માટે કહો તમારે શી ચીજનો ખપ પડ્યો છે, વજીર કહે બાઈ ચીજ તો કાંઇ જોઇતી નથી, પણ તમારો કુંવર રાજા પાસે મારી સાથે મોકલો, એટલી મારી અરજ છે. રાણી કહે માનીતી રાણીઓના છ કુંવર છતાં મારા કુંવર વગર રાજાને શું કામ અટકી પડ્યુ છે. પ્રધાને કહ્યું રાજાને તો કામ નથી પણ સેહેજ હું તેડવા આવ્યો છું કે

ત્યાં રાજાના કુંવર આવીને બેઠા છે તેમને જોઇને તમામ સભા લાજી મરે છે, માટે હું તેડવા આવ્યો છું. દામાવતી કહે કે ભાઇ રાજાને મારે અંટસ છે તે તમો જાણો છો. માટે મારા કુંવરને કાંઇ કરે ત્યારે મારો શો ઉપાય? વજીરે કહ્યું કે જ્યાં સુધી મારા જીવમાં જીવ છે; ત્યાં સુધી ગજરામારૂનો વાળ વાંકો થવા દેનાર નથી. રાણી કહે ત્યારે તમારી સાથે મોકલું છું, પણ જો મારા કુંવરને કાંઇ થશે તો હું આપઘાત કરીને મરીશ, તેની હત્યા તમને લાગશે, માટે કુંવરને બચાવવાની હીમત હોયતો લઇ જજો, વજીરે કહ્યું કે તમારે કુંવરની કશી ફીકર કરવી નહી, કુંવર મારા જીવ સાથેછે. પછી દામાવંતીએ કુંવરને કહ્યું કે ભાઈ આપણા વજીર તેડવા આવ્યાછે, તેમની સાથે દરબારમાં જવા સારૂ સારા શણુ-ગાર પેહેરો, અને ત્યાં જઇ એવી હુંશીઆરી બતાવજો કે જેથી મારી કુખને એબ ન લાગે. તે સાંભળી ગજરામારૂએ બહુ અમુલ્ય વસ્ત્ર અને હીરામોતીનાં ઘરેણાં પેહેરી કમ્મરમાં કટાર અને તલવાર લટકાવી દીધાં છે, તેના શરીરની અંદર ખુશબો મશમશી રહી છે. એવી રીતના ઠાઠમાઠથી માતાને પગે લાગી વ-જીરની સાથે દરબારમાં જાય છે. માર્ગમાં વજીરને પુછ્યું કે રસ્તો એકજ છે કે બીજો કાંઈ આડોઅવળો છે? કુંવર કહે હું રાજાને નમવાનો નથી, માટે જો સામો આવું તો મારે નમવું પડે આ વાત સાંભળી પ્રધાન ગભરાયો કે આ મારી સાથે આવું બોલે છે તો રાજાને શું કહેશે? પણ ખેર જે થયું તે થયું. એવું ધારી રાજાની બેઠક પાછળ બારી હતી તે ઉઘડાવી પ્રધાન અંદર ગયા. પછી મારૂ વિ-ચાર કરેછે કે જો પહેલું માથું ઘાલીશું તો નમ્યા કહેવાઇશું તે કારણથી પ-હેલા પગ ઘાલી અંદર જવું. એ રીતે ગજરામારૂ દરબારમાં આવી રાજાની જોડે ઉભો રહ્યો ફુલસંગ વજીર પણ રાજાની પાસે બેઠા કુંવરને જોતાંજ સભા ઝાંખી થઈ ગઈ. અંધારી રાતે તારામંડળમાં ચંદ્ર પ્રકાશી રહે તે પ્રમાણે કુંવરનું તેજ જોતાંજ પ્રધાન પુછેછે કે આ કુંવર કોનો છે, ત્યારે પ્રધાને કહ્યું કે મહારાજ આ ૭ કુંવર જેના છે તેનો એ પણ છે. રાજા કહે મારે ૭ રાણીઓના ૭ કુંવર છે અને વળી આ કુંવર કોનો છે પ્રધાને કહ્યું કે એ આપની અણમાનીતી રાણીનો છે. રાજા કહે હું તેના મેહેલમાં જતો નથી તો કુંવર પેદા કેમ થયો? પ્રધાને કહ્યું કે મહાદેવની આપેલી સાત ફેરીઓ તમે ૭ માનીતી રાણીઓને આપી તે-

ઓએ ખાઇને ગોટલાં છોતરાં નાખી દીધાં તે અણુમાનીતીના હાથમાં આવ્યાં જે ખાધાથી આ કુંવર પેદા થયો. રાજા કહે મારો કુંવર હોય તો સામો આવી સલામ કરે, ગજરો માર કહે હું સાત જણ શીવાય બીજા કોઇને સલામ કરતો નથી. રાજા કહે મારાથી ચઢીઆતા બીજા કીયા છે.

દુહા—પેહેલી સલામ મારી માતનેરે, જેણે નવમાસ રાખ્યો પેટરે, જેણે૦ દેહી કષ્ટીને ઉછેરીઓરે, મારી ઘણીએક કીધી વેઠરે, મારી૦ બીજીરે સલામ જગ-દીશ્વર માહાદેવનેરે, જેણે પેટમાં ગરભજ દીધરે, જેણે૦ જઠરાગ્નીથી મુને જાળવીરે, મારી ઘણીએક રક્ષા કીધરે, મારી૦ ત્રીજી સલામ મારા પ્રભુનેરે જેણે આપ્યો બહાર અવતારરે. જેણે જીવતાંલગી જસ આપશેરે, એતો મુવે ઉતારે ભવ પારરે. એ. ચોથીરે સલામ મારા રેવંતનરે, એતો રણમાં રમાડી લાવે ઘેરરે એતો૦ ગામ ઠેકી પડે પરગામમાંરે એની કોઈ ન જાણે પેરરે એ૦ પાંચમી સલામ મારા ખાંડાનેરે, એતો રણમાં કરે મીઠા ઘાવરે; એ૦ દુશ્મન દુર રહે દેખીનેરે, એતો મારૂં બુડતું તારે નાવરે, એતોં૦ છઠી સલામ મારી ઢાલનેરે, એતો રણમાં હૈયા કેરી ઓથરે; એતો૦ દુશ્મન જોઇ ઝડપ ઉઠતારે, મારી પડતાં બચાવે લોથરે. મારી૦ સાતમી સલામ ધરતી માતનેરે, એતો મુવા જીવતાનો વિશરામરે, એતો. પ્રાણી માત્ર સહુ પેટ ભરેરે, કંઇ જીવતાનું જીવન ઠામરે કાંઈ.

કુંવરનાં આવાં વચન સાંભળી રાજાને બહુ ક્રોધ ચઢયો અને તેનું મસ્તક છેદી નાંખવા હુકમ કીધો એટલે વજીરે કહ્યું કે મહારાજ હું રાણી પાસેથી માગી લાવ્યોછું તેવો પાછો પહોચાડવાને કરાર છે, માટે ત્યાં પહોંચાડ્યા પછી ગમે તેમ કરજો, એમ કહી કુંવરને દરબારમાંથી લઇ નીકળ્યા, રસ્તામાં આવતાં એક એંશી વર્ષની ડોશી આવતી દીઠી એટલે કુંવર પ્રધાનને કહેછે કે આ ડોશીને અહી બોલાવો એને એંશી વર્ષ થયાં છે માટે સો–સવાસો વરસની વાત જાણતી હશે પ્રધાને વિચાર્યું કે કુંવર મહા ચતુર છે, માટે રાજાની પાછળ અંતે આ કુંવરને ગાદી મળશે, માટે તેની ચાકરી ફોગટ જશે નહી એવું ધારી ડો-શીને કુંવર પાસે બોલાવી કહ્યું કે ડોશીમા તમને કેટલાં વરસ થયાં છે, ડોશી કહે આશરે એંશી વરસ થયાં હશે. ત્યારે કુંવરે કહ્યું કે તમને સો–સવાસો વર્ષની વાત યાદ હશે, ડોશીએ કહ્યું અવસ્થા થઇછે, તેથી થોડું યાદ હશે, કુંવરે

પુછ્યું કે આ ગામમાં પ્રથમ રાજ કોનું હતું ડોશી બોલીકે ભાઇ પ્રથમ તે વિરાજી ઠાકોરનું રાજ હતું, ને આજે તો આ જામરાજા રાજ કરેછે, કુંવરે પુછ્યું વિરાજી ઠાકોરના કુળમાં હાલ કોઈ જીવે છે કે નહી ? ડોશી કહે બધાં મરી પરવાર્યા છે પણ એક છોકરો આશરે વરસ સોળેકની ઉમ્મરનો છે ત્યારે કુંવરે કહ્યું કે એ છોકરાને તેડી હલાવે ઠીક, એમ કહી ડોશીને દશ મોહોરો આપી, ડોશી દશ મોહોરો દેખી ખુશી થઇ, અને લાકડીને ટેકે ચાલતી હતી તે ખભે મુકી તાકીદથી પેલા છોકરાને કુંવરે પુછ્યું કે ભાઇ આ શહેરમાં પ્રથમ કોનું રાજ હતું. છોકરે કહ્યું કે ઘણાં વર્ષ ઉપર તો મારા ઘરડા રાજ કરતા હતા, પણ તેઓનું જોર ઘટવાથી હાલ આ રાજા રાજ કરે છે. કુંવરે કહ્યું કે કાંઇ જાગીર તારા કબજામાં છે, છોકરો કહે રોટલા ખાઉં તેટલાં ગામ ખેતર છે, અને ગામને પાદરે હજાર વીઘાં ભોંય છે ત્યાં હાલ લોકો ઝાડે ફરે છે, પણ રાજા મારી ફરીયાદ સાંભળતા નથી કુંવરે કહ્યું કે તું એ જમીન મને વેચાતી આપશે ? છોકરો કહે વીઘે એક રૂપિઓ લઇને આપીશ પછી કુંવરે બજાર-માંથી રૂપિયા સેલુ મંદિલ સોનાના કડાનો સરપાવ આપી દસ્તાવેજ લખાવી લેઇ કુંવર વજીરની સાથે પોતાને ઘેર આવ્યો, રાણી કુંવરને જોઇ બહુ ખુશી થયાં પછી કુંવરે વજીરને કહ્યું કે કાલ સવારે વહેલા આવજો પેલી જમીન ઉપર મે-હેલ બાંધવા માટે કોઇ હુશીયાર કડીયા, સુતારને બોલાવી જે સામન જોઇએ તેની યાદ કરાવો, વજીર વારૂ કહી પોતાને ઘેર ગયા, રાણીએ પુછ્યું કે કઇ જમીન ઉપર મેહેલ બંધાવો છો, કુંવરે કહ્યું આજે આપણે એક હજાર વીઘાં જમીન લીધીછે, તેમાં મેહેલ બંધાવવોછે બીજે દહાડે ફુલસંગ વજીરે પોતાના ખાનગી માણસને કહ્યું કે એક મહેલ બાંધવા સારૂ કોઇ ન જાણે તેમ સામાન મંગાવી તાકીદથી કામ ચલાવજો કોઇને કહેશો નહી કે આ મહેલ ફલાણાનોછે એવી શીખામણ દઇને હુશીયાર કડીયા સુતારને મારૂજીએ કહ્યું કે રાજાના મહેલ કરતાં ઘણો શોભીતો મહેલ કરવો છે માટે તે જમીન સાફ કરાવી ચણવાનું કામ ચાલતું કરો. કુંવરનો હુકમ થતાંજ ફુલસંગ વજીરના માણસોએ સામાન મંગાવી જપાટાબંધ કામ ચલાવ્યું ફુલસંગ વજીર રાજા ન જાણે તેવી રીતે ગજરામારૂનો કારભાર કરવા લાગ્યા, થોડા રોજમાં મેહેલ તૈયાર થયો, તે અ-

તિશે શોભીતો અને છટાદાર થયો. દીવાનખાનાં, રંગમહેલ અને જનાનખાનું બહુ શોભી રહ્યું છે હવા ખાવાને વાસ્તે અગાશિયો અને તેની અંદર સુગંધી આપનારાં ફુલનાં ઝાડ ગોઠવી મુક્યાં હતાં. કચેરીને સારૂ દિવાનખાનાં ગાલીચાથી મઢી લીધાં હતાં, અને જગે જગે તરેહ તરેહવાર આરસની બેઠકો કરી લીધી હતી, ત્યાં ફુવારા છુટી રહેવાથી સ્વર્ગના જેવી શોભા તે મેહેલની થઈ હતી. ગજરામારૂ પોતાના સોબતી છોકરાંઓને ભેગા કરી એક રાજાની માફક ઠાઠદાર કચેરી ભરવા લાગ્યો, અને કસુંબાની લાલચે મોટા મોટા માણસોની ઠઠ મારૂને ત્યાં ભરવા લાગી. ગજરો અફીણ ખવરાવે અને દૂધસાકર પાય તેથી આખો દિવસ ત્યાંને ત્યાં પડી રહેતા હતા. અને રાજા જામના રાવણામાં આવનારા રજપુતો મારૂના રાવણામાં જતા હતા, એથી જામે પોતાના પ્રધાનને પુછ્યું કે આપણી કચેરીના રાવણામાં માણસો ઓછા આવેછે અને પેલા બંધાણી રજપુતો કેમ જણાતા નથી. પ્રધાને કહ્યું કે મહારાજ તેઓ કંઇ કામમાં રોકાયા હશે, અને કોઇ મરી ગયા હશે એમ કહી રાજાને સમજાવ્યો અને મારૂના ત્યાંનો મરમ આપ્યો નહી, પણ એક દિવસ પરગામથી બંધાણી ભાટ ગામમાં આવ્યો તેણે એક આદમીને પુછ્યુ, કે રાજા રાવણું કરે છે કે નહી? પેલા આદમીએ તેને ધારીને કહ્યું કે રસ્તામાં એક મોટો મેહેલ આવેછે ત્યાં અણમાનીતી રાણીનો કુંવર છે તેમને ત્યાં હમેશ રાવણું થાય છે તે સાંભળી ભાટ મારૂના મહેલ તરફ આવ્યો, ભાટને આવ્યો જોઇને ગજરામારૂએ પોતાના એક માણસ પાસે રેઢીયાકસુંબાનું તાંસળું ભરાવ્યું અને બીજાના હાથમાં દુધ સાકર આપી તેઓ મહેલ નીચે જઇ ઉભા રહ્યા અને બંધાણીને આવતાં વાંત તરતજ કસુંબો અને દૂધ સાકર પાઈ, એટલે મારૂના હુકમ પ્રમાણે ત્રીજા માણસે આવી ભાટને પાઘડી બંધાવી જેથી ભાટ ઘણો ખુશી થયો, ને મારૂજી છજામાં ઉભા રહી જોતા હતા, તેમને સલામ કરી ભાટ ગજરામારૂના જશ ગતો રાજાની કચેરીને રસ્તે થઇ પોતાને મારગે ગયો.

દુહો—ખાંડીએ મેંડીએ લુલે લંગડેરે કાંઇ હજવી માર્યું બધું ગામરે, કાંઈ૦ ધનરે અણમાનીતીની કુખનેરે, તારૂં નવખંડ રેહેશે નામરે, તારૂં૦

ગજરામારૂની કીરતી સાંભળી રાજાને બહુ ક્રોધ ચઢયો તેથી તેણે ગજરા-

મારૂને દેશાવર કાઢવાનો હુકમ કર્યો, અને જો ન જાય તો તેને બાંધીને રાજા પાસે લાવવા કહ્યું. રાજાના દરબારના તમામ માણસો સાંભળી રહ્યા. પણ મારૂની આગળ કહેવા જવાની કોઇની હીમત ચાલી નહિ, છેવટ બે ચાર સીપાઇઓ તઇયાર થયા, અને તે આ ગજરામારૂને ત્યાં રાજાનો હુકમ કહેવા સારૂ ગયા. રસ્તામાં જતાં મીયાં ભાઇના મનમાં આવ્યું, કે ગજરામારૂ બહુ ફાંકડો છે તેથી રાજાની પાછળ મુકરર તેજ ગાદી ઉંપર બેસે અને આપણે તેના હાથ નીચે ચાકરી કરવી પડશે, માટે મારૂને દુઃખ લાગે તેવું બોલવું નહી. એવો વિચાર કરી મારૂના મેહેલ પાસે આવ્યા, ત્યાંનો દેખાવ જોતાંજ સીપાઇઓ ઝાંખા પડી ગયા, તેઓ એક બીજાને આગળ કરવા લાગ્યા. પણ જવાની અને મોઢે બોલવાની કોઇની હીમત ચાલી નહી. છેવટે એક ઘરડો બુઢો ડોસો આગળ થયો અને મારૂની કચેરીમાં ગયો. જ્યાં બંધાણી રજપૂતોની કચેરીની ઠઠ ભરાઇ છે. વાતો ઝપાટા અફીણના સપાટા અને ઉપર શેરડી સાકરના ઝપાટા ચાલી રહ્યા છે. બીજા તરેહ તરેહના મેવા અને સોપારીઓના ઢગ પડ્યાછે જે જેને પસંદ પડે તે ખાય છે અને મારૂની વાહવાહ થઈ રહી છે. એ બંધાણી વચે ઉંચું ગાદી ઉપર શોભિતું સિંહાસન નાંખીને મારૂ તે ઉપર બેઠા છે અને આજુ બાજુએ મશ્કરો ખુબ મશ્કરી કરી મારૂને રાજી કરે છે. એટલામાં પેલો ઘરડો સીપાઇ આવીને કહે છે કે મહારાજ આપના પીતાએ તમને દેશપાર કરવા સારૂ હુકમ કર્યો છે, ને તમને રાજા પાસે લઇ જવાને અમને હુકમ થયો છે. મારૂએ કહ્યું જાઓ તમારા રાજાને કહો હું તમારા રાજમાં વસ્તો નથી માટે તમારો હુકમ માનતો નથી. પણ કરમમાં લખ્યું છે તેથી હું મારી મેળે બાર વરસનો થઇશ ત્યારે વનમાં જઇશ, પણ જો તમારે લડવાનું જોર હોયતો લડવાને તઇયાર છું. સીપાઇ સલામ કરી રાજા પાસે આવ્યો, અને કુંવરની કહેલી સાંભળી રાજા ફીકરમાં પડયો અને પ્રધાનને પુછ્યું કે આ કુંવર શું કહેછે પ્રધાન કહે મહારાજ તે ખરૂં કહે છે, કેમકે તેતો અસલ રજવાડાની જમીન વેચાથી લેઈ ત્યાં મેહેલ બાંધી રહ્યા છે માટે તેના ઉપર તમારી સત્તા નથી વળી મોસાળનું જોર ભારેછે. એટલે લડતાં પણ પોહોચી શકાશે નહી. તે સાંભળી રાજા છાના રહ્યા મનમાં વીચાર્યું કે મારો પ્રધાન પણ

તેની તરફ છે તો પછી લડીને શું કરવું. એમ ધારી રાજા છાનો રહ્યો ગજરામારૂ મેહેલમાં ચમન કરે છે અને પોતાને પ્રદેશ જવાનો કેટલો વિલંબ છે તે જન્મોતરી જુવે છે એમ કરતાં કુંવર અગીયાર વરસનો થયો એટલે રાણી દામાવતીના પેટમાં ફાળ પડી કે હવે વરસ દહાડા પછી કુંવર પરદેશ જશે માટે અગાઉથી પરણાવી ફાંદામાં નાંખું તો કાંઇ કરતાં સંસારના છંદમાં પડીને પરદેશ જવું છોડી દે અથવા જાયતો જલદી પાછો ઘેર આવે, કુંવારો હશે તેને પાછું ઘેર આવવાનું મન થશે નહી, એમ ધારી દામાવતીએ બ્રાહ્મણને બોલાવ્યો.

**દુહો**—બ્રાહ્મણ વીરા તુંને વીનવુંરે; તુંતો જાય જે ગામો ગામરે; તુતો॰ કુંવર જેવી કન્યા લાવજેરે, મારૂં એટલું કરજે કામરેઃ મારૂં॰ રૂપે ગુણે કાંઈ શોભતીરે તેમાં ન હોય ખાંપણ ખોડરે; તે॰ તેથી મારૂરે મારા મોહી રેહેશે, તેવી મેળવ જુગતે જોડરે; તે॰ ગુણ નહિ ભુલું હું તો તારોરે; તને રાખીશ મારી પાસરે; તને॰ ધન આપું જોઇએ તેટલુંરે, તારી પુરીશ હુંતો આશરે; તારી॰

જોશી મહારાજ કુંવરને વાસ્તે એક રૂપ ગુણનો ભંડાર કન્યા શોધી લાવો કે જેનાપર મોહીને કુંવર કદી પરદેશ જાય નહી, એ કામ થવાથી હું તમને ખુશી કરીશ બ્રાહ્મણે કહ્યું કે હાલ તરત મને સો રૂપીઆ વાટ ખરચ માટે આપો,રાણી સો રૂપીઆ આપ્યા તે લઇને બ્રાહ્મણ રસ્તે પડયો હવે કમળાવતી નગરીમાં ગુલાબસંગ રાજાને ઘેર એક કુંવરી ગજમારૂને લાયક છે અને તે કુંવરીને કાને ગજરામારૂની વાત આવેલી છે તેથી ગજરામારૂ સીવાય બીજા સાથે નહી પરણવાનો નિશ્ચય કીધો છે, અને તે ગજરામારૂની કલ્પના કરતી ઝરૂખે બેઠીછે. હવે પેલો બ્રાહ્મણ ભટકતો ભટકતો તે નગરીમાં ગયો, અને રાજાના મેહેલ નીચે થઇને જાય છે ત્યાં કુંવરી સામું જોઇ ઉભો રહ્યો. પેલી કુંવરીની નજર બ્રાહ્મણ ઉપર ગઈ, એટલે તેના મનમાં આ મુસાફરને મારી સાથે કાંઇ કામ હોય એમ જણાય છે, તેથી તેને ઇસારત કરી પોતાના મેહેલ પાસે બોલાવ્યો, અને કહ્યું કે મહારાજ તમે અમારા નગરમાં શા માટે આવ્યા છો તે ખરેખરૂં ન કહો તો તમારે માથે સ્ત્રી હત્યાનું પાપ છે.

**દુહો**—સાચું કહેતાં રાણી સત ચડેરે, તમને મોહરૂપી વાગશે બાણરે; તમને॰ ગઢમાંડવથી હુંતો આવીયોરે; કાંઇ કંન્યા જોવાને કાજરે, કાંઇ॰ કોઇ એવો

જનેતાએ જનમીયોરે, કોઇએ નથી સાંભળ્યો કાનરે; કોઇ૦ નામ સાંભળતાં નારી હરખેરે, તેને મોહનાં બાણુરે તેને૦

બ્રાહ્મણે કહ્યું કે હું માંડવગઢના જામરાજાના કુંવરને માટે કન્યા શોધવા અહી આવ્યો છું કુંવરનું નામ દઉંતો તેના ગુણ અને રૂપનું મોહબાણ વાગીને તમે મુરછાગત થશો. એવો પુરૂષ કોઇએ કાને સાંભળ્યો નહી હોય, તે સાંભ-તાંજ કુંવરીને પોતાના હઇડાંનો હાર ગજરામારૂ યાદ આવ્યો. ને બ્રાહ્મણ જેની તારીફ કરે છે તે પોતાને પ્યારો ગજરામારૂ હશે એમ ધારી તેનું નામ જાણુવા સારૂ બ્રાહ્મણને ફરી કહ્યું કે–

**દુહો**—કોઇ જનેતાએ કુંવર જનમીયોરે, એવો કયા રાજનો કુમારરે, એવો. સાચું બોલ વીરા સતવંતારે, તને આપું એકાવર હારરે: તને૦ વચન સુણીને વિહવળ થઇરે, મારૂં મનડું તો ન રહે ધીરરે. મારૂં૦ વરમાળા ઘાલું હુંતો હેતશુંરે કરી થાપું નણંદ કેરો વીરરે, કરી૦ મહારાજ તમારે મોઢે વખાણ સાંભળીને મને ધીરજ રહેતી. નથી. હું તેને વરમાળા આપી મારે માનીતો કરી લેવા આતુર થઇ રહી છું માટે જેનાં વખાણ કર્યાં તેનું નામ કહો તે વારે બ્રાહ્મણ કહેછે, માંડવગઢના જામરાજાની અણુમાનીતીનો કુંવર ગજરામારૂની સગાઈ કરવા સારૂ હું આવ્યોછું, જેણે તપ બહુ કર્યાં હશે અને જેનાં ભાગ્યનો ઉદય હશે તેજ ગજરામારૂ પામશે. કુંવરીએ પોતાના મનમાં ધારી રાખેલા ગજરામારૂની ખબર સાંભળી બહુ હરખ થયો. અને પેલા વેવીશાળીયા બ્રાહ્મણને પોતાના પિતા પાસે મોકલ્યો, બ્રાહ્મણે દરબારમાં જઇ વિવાહની વાત કહી એટલે રાજા રાણીઓને પુછવા જનાનખાનામાં ગયા, અને કુંવરીને પણ ત્યાં બોલાવી પુછી જોયું. કુંવરીએ કહ્યું પીતાજી વર જોઇને વિવાહ કરજો રાજા કહે બેટા વરતો સારો છે, પણ અણુમાનીતીનો કુંવર છે એટલે રાજાના મનથી ઉતરેલો છે, પણ તેના મામા ઘણા જબરાછે. રાણીઓએ વિવાહ કરવા હા કહી. એટલે રાજાએ દરબારમાં આવી પોતાની કુંવરી ચંપાદેનો વિવાહ ગજરામારૂ સાથે કર્યાં બ્રાહ્મણ વધાઈ લઇને દામાવંતી રાણી પાસે આવ્યો, અને સઘળી વાત કહી. તે સાંભળીને રાણી ખુશી થયાં અને બ્રાહ્મણને બહુ ધન આપી ખુશી કર્યો. હવે જામ રાજા બહુ ફીકરમાં રહેછે. એક દહાડો ક્રોધ આવ્યાથી પોતાની દાસીને

કહ્યું કે તું સવારના પહોરમાં કાળો પોશાક અને કાળો ઘોડો ગજરામારૂના મહેલ આગળ મુકીને આવતી રહેજે જો તે ટેકવાળો હશે તો એક ઘડી ગામમાં ઉભો નહી રહે. દાશીએ રાજાના હુકમ પ્રમાણે કર્યું. સવારના પહોરમાં સુતા ઉઠીને મારૂ ઝરૂખે આવ્યો તેવોજ પેહેલો ચઢવાનો ઘોડો અને પોશાક તેની નજરે પડ્યાં તે જોઇને વિચાર્યું કે રાજાનું જોર ન ચાલ્યું ત્યારે આજ મને ગરીબાઇથી દેશવટો દીધો માટે જો હું ન જાઉં તો મારી જનેતાની કુખને એબ લાગે. માટે મારા બાપનો હુકમ માની પરદેશ નીકળવું જોઇએ. એમ ધારી પોતે દાતણપાણી કરી જન્મોતરીમાં જુવેછે તો તેજ દીવસે વનવાસ જવાનું ટાંકણું આવી રહ્યુંછે તેથી તરત પોતાના રેવંતને તૈયાર કરી કાળાં વસ્ત્ર પહેરી પોતાની મા પાસે રજા લેવા આવ્યો, કુંવરને આવતો જોઇ રાણીના પેટમાં ફાળ પડી અને આંખમાં આંસુ લાવી કુંવરને કહ્યું કે,–

**દુહો**—કોનાં કોડ્યાંને કોનાં ઢાળીઆંરે કુંવર કોનો કર્યો ભંજવાડરે, કું૦ કાળે ઘોડેને કાળે લુગડેરે, જોઇ લાજી મરે રજવાડરે, જોઇ૦ ભાઇ તેં કોનું બગાડ્યું છે કે તેણે તને માનભંગ કર્યો તે મને કહો મારા ભાઇ ઘણા જબરા છે તેઓને લાંછન લાગશે, ને સાલાસુલાની બેનના છોકરાની વાંસે કોઇ ચડનાર નથી એમ ગણાશે વાસ્તે જેણે તને દુભાવ્યો હોય તેનું નામ દે એટલે હું તેનું જડમુળ કઢાવી નાખીશ કુંવરે વિચાર્યું કે જો હું રાજાનું નામ દઇશ તો મારા મામા પાસે રાજાને હેરાન કરાવશે. માટે મારા કરમનો વાંક કાઢું જેથી કોઇને દુઃખ ન થાય એમ ધારી કુંવરે કહ્યું કે, મેં કોઇનો બગાડ કર્યો નથી, પણ મારા કરમે મને આ ઘોડી ને પોશાક મળ્યોછે. મારી જન્મોતરીમાં બારમે વરસ પરદેશ જવાનું લખ્યુંછે. માતાજી વિધાતાના લેખ મીથ્યા થવાના નથી, માટે જલદી મને રજા આપો. કુંવરનાં વચન સાંભળી રાણીની આંખમાં ચોધારે આંસુ ચાલ્યાં જાયછે અને કાયા કંપી રહેછે. **દુહો**–તમે ચાલ્યા મારૂ ચાકરીરે, અમને કેનો દીધો આધારરે; અમને૦ દુઃખની વાતો કોને કીજીએરે, મારી કોણજ કરશે સહાયરે; મારી૦ રાણી કહેકે કુંવર તમે મને કોને આધારે મુકીને પરદેશ જાઓછો. **દુહો**–તમને સોંપી સમરથ સાસરીરે, તમને સોંપી મઇહરીવાની વાટેરે, તમને૦ અહીંયાં રહો તમે સુખથીરે, પીયર ગયે મટે ઉચાટરે. પીયર૦માતા

અહીઆં સરવે વાતે સુખછે, અને પીયરમાં મારા મામા સમરથછે, માટે તમને દુઃખ પડે તેમ નથી. **દુહો**—સાસરીયામાં મારૂ મારે રૂશણાંરે, મારા પિયરમાં ભોજાઇ લાંઠરે, મારા૦ રતન સમો કુંવર જાયછેરે, મારા જીવતરમાં ઉઠી વાટરે મારા૦ ભાઇ તને ખબર છે કે તારા પીતાનું હેત મારા ઉપર કેટલુછે કે તે સુખે હું તારૂં દુઃખ વિસારીને આંહી રહું, વારૂ તને તો જવા નહી દેઉ એમ કહી રાણી રૂવેછે કુંવરે જવાની હઠ કરી એટલે રાણીએ વિચાર્યું કે હવે તે રાખ્યો રહેવાનો નથી, પણ જો આજની રાત રાખીને રાતની રાતમાં મારા ભાઇને તેડાવું ને કુંવરને કન્યા પરણાવું તો કદાચ મોહમાં લપટાઇને રહે એવું ધારી મારૂને કહ્યું કેઃ—

**દુહો**—આજનો વાસો રહો મોહોલમાર, તમને વહાણામાં દઇશું શીખરે. તમ૦નારે કહુ જો તમે નીસરોરે કંઇ ધોળા પીઉ હુતો વીખરે: કાંઇ૦ તારે જવુ હોયતો જ જે હું ખુશીથી જવા દઇશ મારૂ કહેવું નહી માને તો હું ઝેર ખાઇને મરીશ. એ રીતે માતાનો આગ્રહ જોઇ પોતે એક દિવસ રહેવાની હા કહી સાંજ પડતાં રાણીએ કુંવરને પરણાવવાની તરખડ કરવા માંડી. રાણીએ વીચાર કર્યો કે રાતની રાતમાં કામ લેવું છે. તેથી માણસના પગથી કે ઘોડાથી તો નહીંજ બની શકે. માટે હજાર ગાઉ ચાલી શકે તેવી સાંઢ હશે તોજ કામ થશે એમ ધારી રાણી રબારીવાડામાં આવીને રૂડીઆ રબારીને બોલાવે છે.

**દુહો**—રૂડીઆ રબારી વીરા વીનવુરે હુંતો તુજથી નાનેરી લાગુ બેહેનરે: હું૦ કામ પડયુ વીરા એટલુંરે માટે આવીછું મજમ રેનરે. માટે ઝટપટ તુંતો જાગજેરે, કાંઈ લાવી મારાપર મેહેરરે કાં૦ મોહોના માગ્યા મૂલ આપીએરે, તું જાય અમનગર સેહેરરે તું કુંવર વિદેશ મારો જાયછેરે, કાંઈ જોબનબાળે વેશરે કાં૦ સાલ કુલાને જઇને એમ કહેજોરે તારો ભાણેજ જાય પરદેશરે, તારો રૂડીઓ રબારી સવામણ ફુલની શેજમાં ભર ઉંઘમાં સુતો છે ને એની સ્ત્રી પગ દાબે છે એવામાં રાણીના અવાજ રબારણને કાને પડયે તેથી રાણીને કહ્યું.

**દુહો**—દાહાડી રાતેયે તુંતો ટળવળરે, કાંઇ સોર તારો બંધ રાખરે; કાંઇ૦ રબારી ગયા છે એમને સાસરેરે, એમની ડાબેરી દુખે છે આંખરે એમની૦ મારા સ્વામી તો ઘેર નથી; સાસરે ગયા છે ને તેમની આંખો દુખવા આવી છે તે સાંભળી રાણીએ વિચારયુ કે સાસ ગયા હોય તો આંખો દુખે છે એવી

ખબર અહી શી પડે માટે તે જુઠું બોલે છે અને મુકરર રબારી ઘરમાં છે પણ ઉંઘમાંથી ઉઠાડવો પડે, પણ જો એને કાંઇક લાલચે આપું તો તે જરૂર ઉઠાડશે એમ ધારી તેને રાણીએ કહ્યું કે **દુહો**—રબારીને આપું મા-થા મોળીયુંરે, તને આપું નવસર હારરે; તને૦ ઝટપટ જગાડ તું તો તેહનેરે, કાંઇ કામ પડયુ દરબારરે કાંઇ૦ હે બાઇ તુ એને જલદી જગાડ દરબારમાં કામ પડયું છે, તેથી આટલી રાતે આવીછું દરબારનું નામ સાંભળી રબારણે પોતાના ધણીને જગાડયો અને કહ્યું કે આટલી રાતે સરકારનું તેડું કેમ આવ્યું છે એમ કહી રબારી બેઠો થયો, એટલે રાજાની રાણી દામાવંતીને દીઠી રબારીએ કહ્યું કે આટલી રાતે તમે એકલાં મારે ઘેર કેમ પગલાં કર્યા ? રાણી કહે ભાઇ તારૂ કામ પડયુ છે. ગજરો મારૂ દેશવટે જાય છે માટે તુ અમનગર જઈ મારા ભાઇને રાતની રાતમાં તેડવા સારૂ જોરાવર સાંઢ હોય તે લેઇને જા. તે સાંભ-ળી રબારીએ કહ્યું કેઃ—

**દુહો**—ત્રણસેંને સાઠ સાંઢણીરે, તેમાં ગંગાજમનાની જોડરે તેમાં મનવેગે ચાલતીરે, તેમાં ન મળે ખાંપણ કે ખોડરે; તેમાં૦ અખંડ જોતો ઘીની જળ-હળેરે તેને ધુપ અગર બહુ થાયરે તેમાં૦ ચારો ચરે નાગર વેલનોરે; તેતો પલકે જોજન જાયરે; તેતો૦ ધારી ખેપે હું તો પરવરૂરે તમે મનમાં રાખજો ધીરરે તમે૦ અમનગર પોચું પલકમાંરે તેડી લાવું તમારો વીરરે, તેડી મારા ઘેર ત્રણસેંને સાઠ સાંઢો છે તેના મોં આગળ ધુપ દીપ અને અખંડ જોતો બળે છે તમ ફીકર કરવી નહી. હમણાં તેડીને પાછો આવુંછું એવું સાંભળીને રાણી ખુશી થયાં અને કહ્યું કેઃ—**દુહો**—રસ્તે જાજોરે જોઇ ભાળવીરે, ભુંડા અંધારી રાતનું કામરે, ભુંડા૦ વાલેરી હતો વીરા પાધરારે, તેનો ઘાલી જવાની હામરે, તેતો૦ ગુણ નહી ભુલુ હું તો તાહારોરે કાંઇ ગુણ ઓશીંગણ થાઉરે, કાંઇ કડાં કંઠીને સેલાં પાઘડીરે સવા લાખ સોનૈયા દેઉરે, સવા૦ ભાઇ અંધારી રાતે જોઇને જજો તમારો ગુણ નહી ભૂલું સવા લાખ સોનાની મોહોરો આપીશ. એમ કહી રાણી પોતાના મે-હેલમાં આવ્યાં. અને રબારી શણગાર સમજીને પોતે સાંઢપર સ્વાર થયો, પછી જેમ ગોફણમાંથી ગોળો છુટે છે. તેમ સાંઢે ચાલવા માંડયું જતાં જતાં અમન ગર પાસે આવ્યું એટલામાં સમસમાટ કરતી રાત ચાલી જાય તે, તેને રબારીએ

પુછ્યું કે માસી ક્યાં જાઓ છો ? ત્યારે રાત કહે હું તો વહાણું વાવા જાઉંછું રૂડિએ વિચાર્યું કે જો રાતને કબજે કરૂં તો વહાણું વાવાની ફિકર મટી જાય એવું ધારી ચાબકો ભોંય નાંખી દીધો, અને રતને કહ્યું કે માશી મારો ચાબકો આપો, રાત કહે મને તો વાર થાય છે તેથી તું તારી મેળે લે. રબારીએ કહ્યું સાંઢને બેસાડીએ ત્યારે મારાથી નીચે ઉતરાશે, અને તમે તો ઉંચો હાથ કરી આપી શકશો, પછી રાત ચાબકો લેઇ ઊંચો હાથ કરી આપે છે એટલે રૂડિએ રાતનું કાંડું ઝાલી સાંઢ ઉપર ખેંચી લીધી અને પોતાની ગાંઠ તળે ઘાલી ઉપર ચઢી બેઠો. વહાણું વાવાની ફીકર મટી ગઈ. આ રૂડિઓ અમનગર આવી પહોંચ્યો અને દરવાજા બંધ દીઠા એટલે દરવાનને કહ્યું કે.

દુહો—દરવાન વિરા તને વિનવુંરે, મારેજાવું છે રાજાની પાસરે, મારે૦ મર પટ મને શેહેરમાં ઘાલનેરે, પછી દરવાજો તારો વાસરે. પછી૦ દરવાજો ઉઘાડ મારે રાજાનું કામ છે.

દુહો—બંધ દરવાજો નવ ઉઘડેરે, કાંઈ કુંચીઓ પડી દરબારરે: કાંઈ૦ રાત રહો શેહેર બારણેરે, સુતા ઉઠી આવો ગવારરે; સુતા૦

દરવાને કહ્યું કે વાહાણું વાતાં આવશો તો દરવાજો ઉઘડશે, હમણાં ઉઘાડવા હુકમ નથી, અને કુંચીઓ દરબારમાં જાયછે. રબારી વિચાર કરે છે કે આપણે તો રાતની રાતમાં જવું છે માટે આપણું કામ શી રીતે પાર પડશે એમ ધારી દરવાને કહ્યું કે,

દુહો—લળી લળી લાગું તાહરા પાવલેરે જઇ દરબારને જગાડરે, જઇ૦ વેલો લાવ તું તો કુંચીઓરે, કાંઈ દરવાજો ઉઘાડરે; કાંઈ૦ ભાઇ દરવાન હું પગે લાગુંછું તું દરબાનને જઇ જગાડ અને કુંચીઓ લાવી દરવાજો ઉઘાડ દરવાને કહ્યું કે કદી રાજા ગામ બહાર રહ્યા હોય તો પણ રાતે દરવાજો નહી ઉઘડે, આવો જવાબ સાંભળી રબારી ફીકરમાં પડયો અને સાંઢ ઉપર નીસાસો મુકી સાંઢને કહ્યું કે:—

દુહો—ફટરે ગોઝારી સાંઢ પાપનીરે, મેં તો તારો કર્યો વિશવાસરે; મેં તો૦ ખેપ કરી સૌ ખાલી ગઇરે. હામ મળવાની નથી આશરે; હામ૦

હે ભુંડી તારો વિશ્વાસ કરવામાં હું નીરાશ થયો, હવે રાતની રાતમાં જવા

શે નહીં જો કોટ એકલો હોતતો તને ઠેકાવત, પણ પાછળ મોટી ખાઇછે, મારા લાગ ફાવે તેવું નથી, એમ કહી રોવા માંડયું રૂડીઆને શોકાતુર જાઇને સાંઢને વાચા થઇ, અને તે બોલી હે રૂડીયા એક ખેતરવા પાછી લઇ જઇને તું અને ઠેકાવ એના કાંગરા અને ખાઈ સુદ્ધા કુદીને હું શેહેરમાં જઈશ રૂડીઆને હીમત આવી અને સાંઢ ઠેકાવી તે સાલાસુલાની પોળે જઈ ઉભી રહી રૂડીઆએ પોળીઆને કહ્યું કે:---

દુહો—પોળીઆ મારા તુંતો ગંભવારે, કાંઇ સાલાસુલાને જગાડરે; કાં૦ કામ મારેછે ઘણીઓપટીતુરે, તુંતો ઝટપટ પોળ ઉઘાડરે. તુંતો પોળ ઉઘાડ અને શાલાસુલાને જગાડી કાંઢ.

દુહો—સાલાસુલા તમને વીનવુંરે, કાંઇ લળી લળી લાગું પાયરે કાંઇ૦ ગ-ઢમાંડવથી હું આવીઓરે, મુને વાર ઘણેરી થાયરે. મુ૦ માટે વેહેરા તમે ઉઠ-જોરે, કાંઇ ઉપર થાઓ નરેશવ દા૦ દામાવતીના દીકરાને એના તાતે આપ્યો પરદેશરે, એના૦ મારે રાણીએ મને મોકલ્યોરે, કહેજો ભાણેજ જાય વિદેશરે. ક૦ અત્યારે આવીને તમે રોકજો કુંવર લજુએછે બાળેવેશરે કું૦ રૂડીઆનો જવાબ સાંભળતાં સાલાસુલા જાગી ઉઠયા, ને નીચે આવીને રૂડીઆને પૂછયું કે ભાઇ શું છે? રૂડીએ કહ્યું કે ગજરામારૂને એનાબાપે દેશવટો દીધો છે, માટે તે સવારમાં જવાનોછે તેથી તમને તેડવા આવ્યો છું એવું સાંભળી સા-લાસુલા ઘણો દીલગીર થયો અને તૈયાર થઇ સાંઢ ઉપર બેશી રૂડિએ સાંઢ ઠેકાવી પવન વેગે મુકીને માંડવગઢ આવીને જ્યાં દામાવંતી રાણી ભાઇને જોઇ રાજી થઇ અને રબારીને ધન આપી ભાઇને રાણીએ કહ્યું કે ભાઇ આતો સ-વારમાં જવાનો ને આનો વીવાહ કમળાવતી નગરીના રાજાની કુંવરી સાથે કર્યો છે, ત્યાં રાતની રાતમાં લેઇ જઇને પરણાવી આવે તો તે કોક દીવસ પાછો ઘેર આવશે, રાણીના ભાઇએ રબારીને કહ્યું કે ભાઇ આટલું કામ કર-વાની હીમત ચાલો તો ઠીક, રબારીએ કહ્યું કે મારા જીવમાં જીવ છે ત્યાં સુધી તમારો તાબેદારછું, પછી મામાએ મારૂને જગાડયો અને કહ્યું કે ભાઇ મારે તો સવારમાં પરદેશ જવું છે મામાએ કહ્યું આપણે ઘેર બધાને મળીને જજો એવું સમજાવી સાંઢ ઉપર બેસાડી સાંઢને ઉઠાડી તે કમળાવતી નગરીમાં આવી

પહેલાંથી મામાએ રાજા પાસે જઇને કહ્યું કે અમારા ભાણેજને એના બાપે દેશવટો દીધો છે માટે તમારી કુંવરી પરણાવી દ્યો, કેમકે તે હાલ પરદેશ જવાનાછે, એવું સાંભળીને રાજા દીલગીર થયા, અને વીચાર કર્યોકે કોઇ ગરીબ ગરબો હોય તો પરણાવવાની ના કહીએ, પણ આતો સાલાસુલા ને જામ બહુ જબરા છે એટલે તેમને ના કેમ કહેવાય? પછી પોતે રાણી પાસે જઇને કહ્યું કે ગજરામારૂના બાપે એને દેશવટો દીધોછે માટે પરણવા સારૂ આવ્યોછે. રાણી કહેકે એવી રીતે કન્યા કેમ દેવાય? રાજા કહે એ આપણાથી ના ના કહેવાય કુંવરીને પુછીએ તે શું કહે છે.

**દુહો**—જાન આવી ગઢમાનવથીરે, કોઇ પરણવાને કાલરે; કો૦ પીતા એ નાએ આપ્યો દેશવટોરે, એતો પરદેશ જાશે કાલરે; એ૦ રાજકુંવર પરણી તુજનેરે, તેતો હવડાં જાશે વનવાસરે, તેતો લખ્યું હશે ત્યારે આવશેરે તમે મુકો પરણવાની આશરે; તમે૦રાજકુવર પરણી જાણતી, મેહેલે બેઠી ચાવીશ પાનરે ગે૦ તેનો રહેશે તને ઓરતોરે, કોઇ મારૂ કહ્યું તુંતો માનજે. કો૦

રાજાએ કુંવરીએ કહ્યું કે મારૂનેતો તેના પીતાએ દેશવટો દીધો છે તેથી કાલે વનવાસ જવાનો છે અને હાલ તે પરણવા આવ્યો છે ને તું જાણીશ કે રાજકુંવરને પરણીને સુખ ભોગવીશ પણ તે વાતનો ઓરતો રહી જશે માટે પરણવાની આશા છોડી દે. તે વારે ચંપાદેએ કહ્યું.

**દુહો**—કરમે લખ્યું હશે માહરેરે, તે તો મીથ્યા નહી થાય મારા બાપરે; તે૦ રૂડો ભુડોરે કોઇ મેં વર્યોરે, મને બીજો કહેતાં બેસે પાપરે, મ૦ માટે હે પીતાજી મારા કરમમાં જે લખ્યું હશે તે થશે, જેવો તેવો મેં એક વખત કબુલ કર્યો તેજ ખરો, હવે બીજો કહેતાં મને પાપ લાગે. આ સાંભળતાં રાજાએ લગ્નનો સામાન મંગાવ્યો અને કન્યાદાન દીધું. જ્યાં ગજરેમારૂ ચોરીમાં ફેરા ફરે છે અને ત્રણ મંગળ વરતાઇ રહ્યા એટલે મારૂને યાદ આવ્યું કે આ મંચાતમાં પડીશ તો પીતાનું વચન જશે તેથી તરવાર ખેંચી વરમાળા કાપી નાંખી તે નાઠો. એના મામાએ વાર્યો પણ માન્યું નહી એટલે ચોથું મંગળ ખાંડાથી વરત્યું. કન્યાને પીયર મૂકીને મારૂ સાંઢ ઉપર બેશી ચાલી નીકળ્યો જતાં જતાં રસ્તામાં ભવઇયા રમતા હતા તેની ભુંગળો વાગી એટલે ગામમાં જોવા ચુંકે

ભવઇયા જુવે છે ત્યાં ભવઇયા કહેકે કે અમે એક એક જાતનો વેશ બે બે ત્રણ ત્રણ વાર કહાડયો પણ વહાણું વાતું નથી. માટે કોઇએ રાતને બાંધી છે કે શું ? રબારીએ વિચાર કર્યો કે હું હવે વધારે વાર કરીશ તો ઘણા માણસોને નુકશાન થશે. કોઇનાં કુલ કરમાઇ જશે અને કોઇનાં દહીં ખાટાં થઇ જશે તેથી પોતે તળગારાને તોડો આપી સાંઢ હાંકી માંડવગઢ આવી પહોંચ્યો ને ત્યાં જઇ દામાવંતીને કુંવર સોંપ્યો અને સાલાસુલાને પણ અમનગર મુકી આવીને રાતને છોડી દીધી કે તરત વહાણું વાયું એટલે ગજરોમારૂ નાહિ ધોઈ તઇયાર થયો. અને પોતાની માને પગે લાગી ચાલવા માંડે છે એટલે રાણીએ કહ્યું કે:–

દુહો–સુરજ પોળે તમે સંચરોરે, કાંઈ રવી ઉગમતે સુરરે, કાંઇ૦ પરધરતીને પર કાજમાંરે કાંઈ વાધે ઘણું એક નુરરે, કાંઇ૦

સારા સુકન થયા એટલે મારૂ રસ્તે પડયો. અને રાણી દામાવંતી રૂદન કરવા લાગી.

દુહો.—સુનો સમરથ મારો ઢાલીઓરે, તારી ઘોડા સુની ઘોડાળરે તારાં૦ સુની મેડી સુની માળડીરે, કાંઈ સુના મૂક્યા સણગારરે. કાંઇ૦ સુના દાસને સુની દાસીઓરે, કાંઈ સુના મૂક્યા ખવાસરે: કાંઇ૦ સુના બાગ સુના બંગલારે. કાંઇ સુના પડયા અસવારરે, કાંઇ૦

અરે પુત્ર તારાવગર મેહેલ બાગબગીચા ચાકર નોકર અને તારા સહુ શણગાર સુના પડયા છે એમ જોઇ રૂદન કરે છે. મારૂતો આકાશ મારગે ખેડ ખેડ કરતો જાય છે પણ ચંપાદે જે દીવસથી મારૂ પરણીને મૂકી ગયો તેજ દીવસથી ખાનપાન અને ગાનગીત મૂકીને પરમેશ્વરની ભકતી કરે છે ઘણા દીવસ વહી ગયા પછી એક દહાડો રાણીએ દાશીને કહ્યું કે આજ મારા માથામાં ઘાલવા સારૂ ચંપેલીનું તેલ લેઈ આવ, પછી દાશી સરઇયાને ત્યાં લેવાને આવી અને કહ્યું કે

દુહો–સરઇયા તુંતો સારૂ જોઇનેરે, મુને આપજે ચંપેલ તેલરે; મુને૦ ઝટપટ કરી તુંતો જોખજેરે, તારૂ કામ પડયું સહૂ મેલરે તા૦

સરઇયાએ જલદીથી તેલ આપ્યું તેલ લઇને દાશી જાયછે એટલામાં ઘોડાનો

ને માણસનો પડછાયો જમીન ઉપર પડ્યો ઉંચુ જોયું એટલે ગજરામારૂ જેવો પુરૂષ દીઠો તેથી હાથમાંનું કચોલું પડી ગયું તે જોઈ સરઈયાએ કહ્યું કે ક-ચોલું કેમ પડી ગયું દાશી કહે તે પડયાની મને ફીકર નથી એમ કહી ઉતા-વળી પોતાની બાઈ પાસે આવીને કહ્યું કેઃ-

**દુહો**—કાળે ઘોડેને કાળે લુગડેરે કાંઇ ગજરોમારૂ અસવારરે, કાંઇ૦ સાચું માનો મારી બાઇજીરે, જાણે તમારો ભરથારરે, જાણે.

બાઇ ગજરામારૂ આકાશ મારગે જાય છે, તે સાંભળીને ચંપાદેને ઘણી રીશ ચડી અને દાસીને કહ્યું-

**દુહો**-જાને તું જુઠા બોલી છોકરીરે, મને પડીયલ કટારીના ઘાવરે, મ૦ નીચી જાત તું લુંડાનીરે, કોથી મશ્કરી હશે જોઈ દાવરે; જા૦ જાજા રાંડ તારે આજ મશકરી કરવાનો વખત છે તાહારે મન હસવું અને મને તો કટા-રીના ઘાવ લાગે છે દાસી જંખવાણી પડી અને હાથ જોડીને બોલી કે બાઈ હું મશકરી કરતી નથી તમે માહારી સાથે ચાલો તો આપણી અગાશી ઉપર જઇને જોઇએ પછી બંને જણાં અગાશી ઉપર આવીને જુએછે તો આકાશ મારગે મારૂને જતો દીઠો. તેથી ચંપાદે ખુશી થઇ બોલી કે-

**દુહો**-ઘોડા બાંધું ઘોડાળમાંરે કાંઈ પલાણ મેલું પરસાળરે. કાં૦ દામાવં-તીના દીકરારે તું તો માહારે મોહોલ પધારરે. તું તો૦

મારૂને કાને અવાજ આવતાંજ ઘોડાને ઉભો રાખી પોતે વિચાર કરે છે કે અહી કોણ બોલાવતું હશે રસ્તામાં માશીનું ગામ આવે છે તેનો નહી હોય મારી માનું નામ દેછે તેથી એજ હશે એમ ધારી ઘોડાને તે મેહેલમાં ઉતારી દીધો; મારૂને જોઇને ચંપાદેને બહુ આનંદ થયો, તેણે ઓળખાણ કાઢ્યા વગર ત્રણ દહાડા સુધી મારૂને પોતાની પાસે રાખ્યો એક દહાડો બંને જણ સોગઠાં બાજી રમવા બેઠાં તે વખતે રાણી કહે તમે મરદછો તેથી તમે મને જીતશો. એટલે મારૂ કહે એમાં તો કાંઇ મરદાઇનું કામ નથી એતો નશીબની વાતછે જેના દાવ પડે તે જીતે રાણી કહે કે જ્યાં ત્યાં નશીબ તો સાથેજ છે તમે મને ચોરીમાંથી મુકીને નાઠા હતા પણ મારા નશીબમાં હતું તમે પાછાં એમાં થયાં. એ સાંભળી મારૂ વિચારમાં પડ્યો કે હવે આ સુખમાંથી જ્યારે નહી

એમ ધારી બાજી ઉપાડી નાખી અને રાણી પાસે રજા માગી.

**દુહો**—ઘડીએ રહ્યાની મારે આખડીરે અન્ન પાણી લેવું મારે વીખરે; અને ઝટપટ અમે ચાલશુરે, રાણી ખુશીથી આપો સીખરે.

તમે ખુશી થઇ મને રજા આપો હું હવે પરદેશ જાઉં રાણીને પસ્તાવો થયો કે ઓળખાણ કાઢવાથી મારે પાછો વિજોગ થયો આટલા દિવસ દુઃખના ડુંગર ઉગ્યા ત્યારે પ્રભુએ દયા લાવી સુખમાં નાંખી પણ પાછું મારૂં કરમ ફરી વળ્યું એવી રીતે પસ્તાવો કરી રાણી રૂદન કરતી કહેવા લાગી.

**દુહો**—તમે ચાલ્યા રાજા ચાકરીરે. અમને કોની ભલામણ દોછોરે અમને૦ સુખ દુખ જોવા કોણ આવશેરે, તેની કોને સુપરત દોછોરે, તે૦

હું રાણી વધારે રૂદન કરે કાંઇ ઘણુંછે મને રજા આપો રાજા કહે છે.

**દુહો**—હમને સોંપ્યાં મંદીર માળીયાંરે રાણી સોંપી હીચોળા ખાટરે, રા૦ ખાઓ પીઓને ખેલો મોજમાંરે, તમે માહાલો મહીયરની વાટરે, તમે. અમે મેહેલ બંધીખાનું માનીએરે, મને હીચોળો શુળી સમાનરે, મને૦ મોજો મુકીને રૂદન માંડીએરે, રાજા મહીર ઉજડરાનરે, રાજા૦ તમને સોંપ્યા કણકી કોદરારે, તમને સોંપી દુઝણી બે જોટરે. તમને૦ દુધ સાકર પીઓ દાડીએરે, વસ્ત્ર શણગારની નથી ખોટરે, વસ્ત્ર૦ મારે કોદરા કોગલારે દુજણી જોટ ચામડીયાને ઠેકરે દુજણી૦ દુધ સાકર રૂધીર દેખીએરે, વસ્ત્ર બાળી રખ્યા ચોળી રહુરે, વસ્ત્ર૦ તમને સોંપ્યો સમરથ રેંટીઓરે, તમને સોંપ્યો રણ કપાસરે તમ૦ સરખી સહીયર મળી કાંતજોરે તેમાં નહી રહે ઉદાસરે, તેમાં૦ રેંટીઓ ભાગીને રાંધું ખીચડીરે, કાંઇ કપાસે મુકુ આગરે કાંઇ૦ સાહેલીઓને સગાં નથી કામનારે. મેંતો ઝાલી તમારી બાંહરે, મેંતો૦ તમને સોંપ્યો પારસ પીપળોરે રાણી ગણજો પીપળીયાના પાનરે, રાણી. બાર વરશે અમે આવશુરે, રાણી વાળીશું તમારા વાનરે; રાણી૦ સાથે તેડો મારા સાયબારે મારાં બાર વરસ કેમ જાયરે; મા૦ વિજોગની ઘડીઓ જાય વેગળીરે, મને દહાડો વરસ સમજાયરે મને૦ આવું જાણતતો નવ પરણુતીરે, રાજા બાળ કુમારી રહેતરે રા૦ હાલો હાથ મેંતો ઝાલીઓરે મારા કરમને દોષ ન દેતરે; મારે સાસરૂ જોયાના રહ્યા ઓરતારે. સ્વામી ઘુંઘટ તાણ્યાના રહ્યા કોડરે. સ્વામી૦ તમે ચંપોને હુતો કેતકીરે, મહારી ભલી બની

હતી જોડરે; મહારી૦ પેહેરી ઓઢીને ફરત સાસરેરે તે સહુ વિચાર એમારા અંગરે; તે નથી છુટયા હાથના મીંઢળરે. નથી ઉતરયો પાનેતરનો રંગરે; નથી.

રાણીએ વિલાપ કરીને કહ્યું કે–

રાગ પરજની દેશી પીલુ શું થાશેરે થાશે; મહારી રજની કેઇ પેર જાશે. એ ટેક. તમે મુકીને ચાલ્યા વનવાસરે; સ્વામી કોઇની નથી મારે આશરે, હુતો થઇને બેઠી નીરાશ. પી૦ સ્વામી દિસો નાના બાળ, સાથે નથી કોઇ રખવાળ, તમારી કોણ લેશે સંભાળ; પી૦ તમે હઠ કરી નવ જશોરે તમે બાવતા ભોજન ક્યાં ખાશોરે; સ્વામી દુખીઆ ઘણા તમે થાશોરે પી૦ સ્વામી હજુ છો બાળે વેશરે તમે રખે જતા પરદેશરે, મારૂ કહ્યું માનો લવલેશ, પી૦ મારી સગી નંણુદના વીરરે; માહારે નયણે વહે છે નીરરે; મુને નથી રહેતી ધીર પી૦ મારી ભલી બનીતી જોડરે, હેવે કોપ કરી બેલ તોડીરે. તમે શીદ નાખો તરછોડી પી૦ પ્રાણનાથ પાછા તમે આવોરે, માહારા ઉપર દયા તમે લાવોરે; સ્વામી અબળાના પ્રાણ બચાવો, પી૦ મારૂ ગોરૂ ગુલાબ શું અંગ, ફીકુ પડી પીળા પડયો રંગરે, મારા હરખ થયા સહુ ભંગ, પી૦ મેંતો જાણ્યુ જડયુ જે રત્નરે, તેને રાખીશુ કરી જત્નરે; સ્વામી સીદને છોડોછો વત્નરે, પી૦ મારૂ રત્ન તે રજમાં રોળ્યુરે, મારૂ પાપ કરમ બોળ્યુરે, મારૂ કોમળ કાળજુ છોલ્યુરે પી૦ વિધાત્રીને માર દવેખરે, તેથી લખીઆતા આવા લેખરે, વેહેર ભાવે તે મારી આ મેખરે. પી૦ વીયોગ બાણુ મને ઘણા વાગેરે. મારૂ અંતર ભડકો લાગેરે, તે તો એ-લવું કોની આગેરે પી૦ સ્વામી હું છુ નાનેરૂ બાળરે. તમો વીના આવી પહોચે કાળરે, મારી કોણ લેશે સંભાળ. પી૦ હજી સોળ વરશ નથી થયારે, મનના મનોરથ મનમાં રહ્યારે; નાની વયમાં મુકી મને ગયા પી૦ અપવાસ કરી રાત જાગુરે, ઉમીયાજીને પાએ લાગુરે; હુંતો વરત કરી વર માગુ, પી૦ તમો પાછા વળો ઘર આજરે, મારૂ કહ્યું માનો મહારાજરે; આપુ મારા બાપનુ રાજ પી૦ જાઓ કહેતામાં જીવડો જાયરે; તમ વીના કેમ રહેવાયરે. વીયોગ દુખ તે કેમ સહેવાયરે. પી૦ હજુ હાથના મેંઢળ નથી છુટયાંરે, મારા પાએ અમુલ ફુટયાંરે; રોઇ નેણુનાં નીરજ ખુટયાંરે; પી૦ એમ રાણી રૂદન કરેછેરે, નયણે નીરની ધારા ઝરેછે; મારે આગળ પાલવ ધરેછે. પી૦ મને સાસરે આવ્યાના કોડરે, નથી છાંડી

મોડામોડરે; ચંપા કેતકી બનીતી જોડ. પી૦ મને સાસુ જોયાની ચંતરે, મને પાએ પડ્યાની ખંતરે, કહ્યું માનો મારા ગુણવંત. પી૦ મારૂએ કહ્યું કે

**દુહો**—કંકાસ મુકો તમેરે કામનીરે, કાંઇ ધીરજ રાખજો ચંતરે; કા૦ શુકન ભલેરા અમને આપીએ અમે ચાલીએ અમારે પંથરે અ૦ હવે રોવાનું કામ નથી ધીરજ રાખીને રહો રાજાની હઠ જોઇ રાણીએ શુકન આપવા માંડ્યા.

**દુહો**—ડાબા જમણી જોને તેતર બોલેરે. રાજા આડી ઉતરે મંજારરે. રા૦ એવે શુકને તમે ચાલસોરે, તમને ઘાતક લોહીની ધારરે; તમ૦ આડો કુટોને રાજા ધી ઘડોરે કાંઇ ફુટે કરી જોને નારરે કાં. એવે શુકને તમે ચાલશો તો રાજા નહી દેખો દરબારરે. રાજા૦

તમે જશો તો મહા વીઘન નડશે મારૂએ કહ્યું કે રાણી અપશુકન બોલ્યા કરતાં સારા શુકન આપો. રાણી સારા શુકન આપે છે.

**દુહો**—ડાબા બોલે રાજા દેવલારે, કાંઇ જમણેરી બેરવ હોયરે, કાં૦ એવે શુકને તમે ચાલશોરે તમને વેરી ન મળશે કોઇરે, તમ૦ કોરે ઘડે કુંવારકારે, તેને ખોળે અક્ષાણું જવ જારરે, તે૦ એવે શુકને તમે ચાલશો, તમને મળશે ફુલાદે નારરે, ત૦ વર કન્યા પરણીને આવતારે, સામા મળે નીશાળીઆ સારરે, સા૦ એવે શુકને તમે ચાલશો તો તમને મળશે દેવળદે નારરે. તમ૦ દેવ સકળ સુભ જોગણીરે, કાંઇ પીતા કહેવાયરે, કાં૦ રક્ષા કરો રાજા તમ તણીરે, રાણી કહે સુણો મારા રાયરે, રા૦ ચોરે ચૌટે રાજા ચાવડા, જ્યાં મડદાં બળે મશાણરે, જ્યાં૦ ત્યાં રક્ષા કરે મુજ માવેડીરે,; સફળ હોજો તમારૂં કલ્યાણ, સફ૦ શાહેર વાડીને રાય રણવીશેરે, જ્યાં પર્વતને હોય પાડરે, જ્યાં૦ હુંરે આરાધું મારી માવડીરે, તેતો આવીને પુરે લાડરે, તે૦ પશુ પંખીને દહીત માનવીરે, કાંઇ નર નારીને રાયરે, કાં૦ એ વશ થાશે રાજા તણીરે, કાંઇ ગુરૂ છે અંબા માયરે, કાં૦ પરમુલક પરદેશડેરે, પરધરતી પરવાસરે, કાં૦ જગસર મહાદેવ તમારી સાહ્યમાંરે. કાંઇ પુરી કરે સઉ આશરે; કાં૦ નયણા મારામાંથી નીર વહેરે; કાળજ કકડા થાયરે, કાં૦ હીમ પડે ધરતી ગડગડેરે એવું મારે દુઃખરે કાં૦ જ્યારે રાજા તમને દેખશું ત્યારે તો થાશે સુખરે, ત્યારે૦ નર વીના નારી એકલીરે, તેનો પગલે પગલે વાંકરે. તે દીસે દીન મુને બીહામણોરે, હુંતો કોડ ભરી ક-

લંકરે, રાણી કહે રાજા સંચરારે, કાંઈ ચલાવો ચતુર તોખાર કાં૦ લહેતા શુકન લેઇ ચાલીઓરે, ગજરામારૂ રણે ઠારરે, ગજ૦

રાણીએ રજા આપી એટલે રાજા પોતે શુકન જોઇને ચાલ્યા જ્યાં રાજા ગયા કે રાણી મહા રૂદન કરે છે કે હે દાસી રાજા વીના મારા પ્રાણ રહેનાર નથી માટે રાજાની સાથે જવાય તો ઠીક રાણીનું આ કહેવું સાંભળીને એક દાસી બોલી કે આપણી એક દાસી પાસે અતિતની આપેલી એક જડી બુટી હતી તેમાં એવો ગુણ હતો કે માણસ મોંમાં રાખીને જે જનાવરનું રૂપ લેવા ચહાય તે રૂપ થઇ જાય રાણીએ તે જડી બુટી લઇ મોંમાં નાંખીને પોતે ભમરી થઇને રાજાની પાછળ ગઇ અને રાજાના પેંગડામાં ભરાઈ ગઇ હવે જંગલમાં ઘણી ઝડપથી રાજા જાય છે એટલે રાણી મોંઢામાંથી બોલી કેઃ—

**દુહો**—હળવે રેવંત રાજા ખેલાવજોરે, કાંઈ કાળજ કકડા થાયરે, કાં૦ સવા ગજનું છે રાજા નેળીયુરે, મારૂ ડાબેરૂ અંગ દબાયરે, મા૦ ઘોડાને ધીમે ચલાવો આ અવાજ મારૂને કાંને આવ્યો એટલે ઘોડો ઉભો રાખીને ચારે તરફ જોવા માંડ્યું પણ કોઇને દીઠું નહી એટલે મન વાળ્યુ કે એતો રાણીના ભણકારા વાગતા હશે એમ ધારી આગળ ચાલ્યા ફરીને રાણી બોલી. **દુહો**—દામાવતીના દીકરારે, મારી સગી નણંદના વીરરે, મા૦ હળવે રેવંત તમે હાકજોરે, મારૂ સોસાઈ જાય શરીરરે, મા૦ રાજા તરત ઉભા રહીને તલવાર ખેંચીને કહ્યું કે જે હોય તે મારા સામે આવો નહીતો હું બાળીને પ્રલે કરીશ એટલે રાણી પોતાનું સ્વરૂપ બદલીને રાજાના સામે આવી ઉભી રહી એટલે રાજાએ કહ્યું કે તમે મારો કેડો નહી મુકોતો મારી મેળે આપઘાત કરીશ રાજાને રીશમાં જોઈ રાણીએ કહ્યું કે તમારી મરજી નથી તો હું નહી આવું એક વડ રોપ્યો તે રોપતાંજ મોટો ગંભીર થઈ પડ્યો પછી રાણીએ કહ્યું કે તમારે જવું હોયતો જાઓ હુતો અહીંજ રહીશ ને તમે જ્યારે આવશો ત્યારેજ આવીશ એમ કહી રજા આપી રાજા ગયા એટલે રાણીએ પાછુ વડ ઉપર રૂદન કરવા માંડ્યુ રાણીનુ રૂદન સાંભળીને નદીના નીર પણ થંભી રહ્યાં હવે રાણીએ મન વાળ્યું ગજરામારૂ ખેડ ખેડ કરતો જાય છે આગળ રાયારૂપાનુ શેહેર આવ્યુ તે શેહેરની બહાર સુશોભીત એક બાગ હતો તેમાં જઇને ઉભો રહ્યો એટલે

બાગ લીલો છમ થઇ ગયો અને ફુલના છોડને ફુલ આવ્યાં રાજા ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતા એટલે ઊંઘ આવી ગઈ એટલામાં એજ ગામના ઢેડ તથા વાઘરી હમેશ લાકડા વીણવા આવતા હતા તેઓ જુવે છે તો બાગ લીલો કલાર જેવો શોભી રહ્યો. અને અંદર એક ઘોડો અને પુરૂષ દીઠો તે જોઇ તે બાગની માલીક માલણ હતી તેની પાસે જઇ કહ્યુ કે તારો બાગ લીલોછ-મ જેવો થઈ ગયો છે અને કોઈ મોટો પુરૂષ બાગમાં સુતો છે માલણ કહે-કે તમને લાકડાં નહી મળ્યાં હોય માટે તમે એમ કહોછો પેલા માણસોએ સમ ખાધા એટલે માલણ બાગમાં આવી પછી પોતે એમના પગલાથી ઝાડ લીલા થયાં છે એમ ધારીને ફુલ ચુંટી હાર ગજરા બનાવી રાજાને આપવા જાય છે એટલે ઘોડે ખુખારો કર્યો તેથી રાજા જાગી ઉઠયો ને માલણ ઉભી રહી તેને મારૂએ પાંચ મોરો આપી માલણ જોઇ રાજી થઇ અને જાણ્યું કે આ કોઈ રાજા છે એમ ધારી માલણ રાજાને પુછેછે,

**દુહો**—કીયારે મુલકના તમે રાજવીરે, રાજા કીયાં તમારા ગામરે, રાજા० ન્હાની વય તેમ નીસર્યારે, એવું શુંરે પડ્યુછે કામરે એવું० તેજ ન મળે ત્રણ લોકમાંરે રાજા હજુએછો બાળે વેશરે રા० શારે દુખે તમે આવીયારે તમે કેમ વેઠો પરદેશરે તમે. નોકર ચાકર નથી સાથમાંરે કાંઇ એકલા આવ્યા આપરે, કાં० સાચુ બોલો મારા સાયબારે તમને મુજ માર્યાનું પાપરે, તમને० હે રાજા-જી નાની વયમાં રાજપાટ તજીને એકલા શા દુઃખ પરદેશ વેઠોછો સારૂ કહેછે.

**દુહો**—નથી અમે કાંઈ રાજવીરે, બેહેન નથી કરતા અમે રાજરે, બે० પૃથ્વી પ્રદક્ષણા કારણેરે, કાંઈ આખો મુલક જોવા કાજરે, કાંઇ. નામ ઠામ ત્યાં બતાવીએરે, જ્યાં થતું હોય વિવાહનું કામરે, જ્યાં० આ શેહેર શોભીતું અમે જોઇનેરે, પછે જાશું બીજે ગામરે, પછે० હે બેહેન હું રાજા નથી મુલક જોવા નીકલ્યોછું આ સારૂ શેહેર જોઇને અહીયાં આવ્યોછું દસ પંદર દહાડા રહેવાનો વિચારછે પછી બીજે ગામ જઈશું માળણ મારૂને પોતાને ઘેર તેડી લાવી અને જમાડ્યા પછી મારૂ કેહે કે આ શેહેરના રાજા પાસે જઉછું જો મને નોકર રાખશે તો અહીંજ રહીશ એમ કહી કચેરીમાં આવીને રાયારૂપાને સામો ઉભો રહ્યો, કુંવરનું મુખ જોઇને રાજાએ વિચાર કર્યો કે આ કોઈ મોટો પુરૂષ છે

એવું ધારીને પુછેછે. **દુહો**–કીયા મુલકના તમે રાજવીરે, વળી શું છે તમારૂ નામ વળી. શારે કારણ પરદેશ નીકળ્યારે એવું શુંરે પડ્યુંછે કામ. એવું૰ કોને દુઃખે તમે આવીયા, હજુ દીસોછો બાળે વેશરે; હજુ૰ તેજ કાંઇ તગતગેરે કેમ છોડ્યો પોતાનો દેશરે. કેમ૰

રાજાનાં વચન સાંભળીને મારૂ કહે કે નામ કામ તો બતાવું નહી.

**દુહો**–અમે નહી રાજા નહી રાજવીરે કાંઈ છેટે અમારૂં ગામરે કાંઇ. આવ્યો પરદેશમાં રાજા ચાકર રહ્યાનું કામરે; રા૰ નામ મારૂ નથી પાડીયુ, મને ઠાકોર કહેછે સઉ લોકોરે મને૰ હેતે કરીને મને રાખશો, તો તેની હજુરમાં રહુરે હુંતો.

હું રાજકુંવર નથી મારૂ ગામ ઘણું દુરછે હું છેટે રહું છું મારૂ નામ હજી પાડ્યુ નથી સઉ મને ઠાકોર કહેછે એવું સાંભળીને રાજા ખુશી થયા અને કહ્યું કે તમે શો પગાર લેશો મારૂ કહે દર મહીને સવા લાખ રૂપીઆ લેઇશું રાજા સવાલાખની રકમ સાંભળીને ભડક્યા અને એવો વિચાર કરયો કે મારા આખા લશ્કરનો પગાર સવાલાખ નથી આ એક માણુસને એટલી બધી રકમ કેમ અપાય એવુ ધારીને પ્રધાનને પોતાની નાખુશી બતાવી. પ્રધાને કહ્યું કે જો હવે તમે આશાભંગ કરશો અને બીજો કોક નાનો રાજા રાખશે તો આપણી આબરૂ જશે અને એનામાં સવા લાખના જેટલો કસ હશે તોજ તેટલા માગતો હશે માટે ગમે તો એક મહીનો રાખીને રજા આપજો પછી રાજાએ હા કહી ત્યારે મારૂએ કહ્યું કે સવા પહોર દહાડે નોકરીપર આવીશ અને સાંજરે ઘેર જઇશ તમને કદી સલામ કરીશ નહી ને મારે કોઇને નમવાનો નીયમ છે ત્યારે રાજા કહે મારી સામે એક બાજી રમશો એટલે બસછે મોટા પગારનો માણુસ કાંઇ વઇતરૂં કરતો નથી એમ કહી મારૂને બહાલ કરયો પછી મારૂ માલણુને ત્યાં આવ્યો અને કહ્યું કે હું નોકરીમાં બહાલ થયો એમ કરતાં મહીનો તો થવા આવ્યો એટલે રાજા વિચારમાં પડયા અને પ્રધાનને પુછવા લાગ્યા કે હવે શું કરશું પ્રધાને કહ્યું કે બારમે દરવાજે રાક્ષસ આવેછે અને રોજ એક માણુસ લઇ જાય છે માટે મારૂને ચોકી ઉપર મુકો એટલે રાક્ષસ મારી નાખશે પછી આપણે રજા આપવી નહી પડે રાજાએ મારૂને કહ્યું કે રાતરે બારમે દરવાજે પેરા ઉપર જજો મારૂ કહે સારૂ સાંજ પડી એટલે માળણુ ત્યાંહા આવી મારૂએ મા-

ભટ્ટને પેશ ઉપરની વાત કહી તે સાંભળી માળણ દીલગીરી થઈ મારૂને કહેવા લાગી કે ભાઇ એ દરવાજે રોજ રાક્ષસ આવીને એક માણુસ લઇ જાયછે માટે આજ તમારે માથે પ્રાણઘાત આવીછે મારૂ કહે હું રાક્ષસથી બીહીતો નથી પોતે હથીઆર સજીને પોતાના ઘોડાને લઇ રાતરે દરવાજા ઉપર આવી શીવનું ધ્યાન ધરવા લાગ્યો કે હે માહાદેવ તારા હાથમાં બચાવાનું છે એમ કહી તરવાર ઉઘાડી કરી કમાડ પાછળ ઉભો રહ્યો મધરાત જતાં રાક્ષસ આવ્યો એ દરવાજા સામું જોતાં બારી ઉઘાડી દેખીને મનમાં ખુશી થયો કે આજે ભાગવાની પંચાત પડશે નહી એમ કહી બારીમાં માંથુ ઘાલ્યું કે તરતજ મારૂએ ખડકથી ઘા માર્યો કે રાક્ષસનું ધડ અને માથું જુદું થયું એટલે તેના નાક અને કાન કાપી લઇને મારૂ પોતે મકાન ઉપર આવ્યો; અને રાજાને ખબર થઇ કે મારૂએ રાક્ષસ માર્યો રાજાને પ્રધાન બહુ ખુશી થયા, અને તેઓ મારૂને દેવતા માનવા લાગ્યા મારૂએ આવી રાજાને નીશાની બતાવી એટલે રાજાએ ઇનામ આપ્યું ઘણા દીવશ થયા પછી ચંપાવતી નગરીના રાજાની કુંવરી ફુલાદે મહા રૂપવંતી છે તેણે મારૂની કીરતી સાંભળી તેથી તેની સાથે પરણવાનો વીચાર કરી બ્રાહ્મણને બોલાવ્યો અને કાગળ આપીને વીવાહ કરવા મોકલ્યો બ્રાહ્મણ કાગળ લઇને દામાવંતીની પાસે ગયો ત્યારે દામાવંતી કહે કે મારો કુંવરતો દેશવટે ગયો છે એવું સાંભળી બ્રાહ્મણ રાયારૂપાના મુલકમાં આવ્યો, અને વિચાર્યું કે ફુલાદે મારૂને ઓળખતી નથી માટે એને બદલે રાયારૂપાને પરણાવું તો ઠીક એમ ધારી તે શેહેરમાં આવ્યો અને કહ્યું કે માહારાજ હું ચંપાવતી નગરીમાંથી વેવઇસાળ કરવા આવ્યોછું રાજાએ વીચાર્યુ કે હવે આપણે પરણવા છાનાં જવું પડશે કેમકે જો ઠાકોર સાથે હશેતો મારો શીકાર મુકરર એ લઇ જશે માટે બ્રાહ્મણને બહાર બેસાડી રાજા અને પ્રધાન એકાંતે બ્રાહ્મણને સરવે હકીકત પુછેછે બ્રાહ્મણે કહ્યું કે માહારાજ મને માંડવગઢમાં ગજરામારૂની સાથે વીવાહ કરવા સારૂ મોકલ્યો હતો પણ તેતો દેશવટે ગયા છે અને કુંવરીએ ગજરામારૂને કદી જોયો નથી માટે તમે તેના નામથી આવો તમારૂં કામ થાય રાજાએ કહ્યું કે લાગ તો સારો છે પછી બ્રાહ્મણને ઘણું ધન આપી વદાય કીધો તેણે ચંપાવતી નગરીમાં આવીને વીવાહ કરયાની વધાઇ ખાધી તે સાંભળી સહુ ખુશી થયા બ્રાહ્મણે

પણ પઈશા આપી ખુશી કરશે અને લગ્નની તઈયારી કરવા માંડી અહીયાં રાસારૂપે પ્રધાનને કહ્યું કે તમે પાછળથી ઠાકોરને શેહેર સાચવવાનું સોંપીને આવજો. એમ કહી લાવ લશ્કર સાથે રાજા રસ્તે પડ્યા બીજે દીવસે ઠાકોર કચેરીમાં આવ્યા ત્યાંતો સુનુસટ દીઠું પ્રધાનને પૂછતાં જવાબ મળ્યો કે રાજા પરણવા ગયા છે. હું પણ જવાનોછું અને તમને શેહેર સાચવવાનું કહી ગયાછે એવું સાંભળી ઠાકોરને દુઃખ લાગ્યું પણ નોકર રહ્યા માટે હુકમ માનવો એમ ધારીને પોતે શેહેર સાચવવા રહ્યા થોડાક દહાડામાં જાન આવી પોંહોંચી ખબર થઈ એટલે રાણીએ તેમને ઉતારો આપ્યો ને તેમની ચતુરાઈની પરીક્ષા કરવા માંડી રાણીએ સાત રંગના પડદા બંધાવી રાજાને કહેવરાવ્યું કે પડદા છોડવા તમે આવો તમે છોડશો તો હું તમને પરણીશ રાજાને બહુ વીમાસણ થઇ પડદાની વાત પોતે જાણતા નથી એટલે પાછા કહાડશે તો ફજેત જશે અહીયાં ગજરામારૂ શેહેરમાં ચમન કરેછે થોડા દહાડા ગયા પછી શેહેરની ખુશી ખુશાલીનો સમાચાર રાજાને લખી મોકલ્યો અને પછાડીથી ફકીર બની રાજાની ચરચા જોવા પોતે પોતાના પવનવેગી ઘોડા ઉપર સ્વાર થઇને આકાશ મારગે ઉરાડ્યો તે એક ઘડીમાં ફુલાદેના નગરમાં ઉડી આવ્યો ને એક મસીદમાં ઉતર્યો અહીયાં રાજાના માણસો પડદા છોડી શકે એવા હુશીઆર માણસને શોધતા ફરેછે તેમણે મુસાફર ધારીને મારૂને કહ્યું કે ફકીર સાહેબ તમને સાત રંગના પડદા છોડતાં આવડે છે તેને જવાબ દીધો કે હું બે ચારેક છોડીશ એટલે શીપાઇઓએ કહ્યું કે અમારા રાજા પાસે પધારો ફકીર કહે અમારે રાજાનું શું કામ છે સીપાઇએ કહ્યું કે અમારા રાજા આ શેહેરમાં પરણવા સારૂં આવ્યા છે પણ કુંવરીએ પડદા બંધાવ્યા છે ને તે પડદા છોડવાની રાજામાં શકતી નથી માટે તમારૂં કામ છે.

એવું સાંભળી મારૂને ખાત્રી થઇ કે રાજા હજી પરણ્યા નથી જો મને સાથે લઇ ગયા હોતતો ક્યારનુ કામ થયું હોત પણ એમણે આપણાથી છાનું રાખ્યું તો તેનુ ફળ તેને મળ્યું પણ આપણે રાજાનુ નીમક ખાધું છે માટે તેમનું કામ કરવું જોઇએ એવુ ધારી ગજરામારૂ કહે ભાઈ તમે પરણવાના લુગડા લેઇ આવો હું તે પેહેરીને પડદા છોડી આવું પછી તે લુગડા પેહેરીને રાજા પરણવા જશે તો રાણીને કાંઇ અદેશો આવશે નહી સીપાઇઓ ખુશી થતાં રાજાની પાસે આવ્યા

અને બધી વાત કહી તેથી રાજા પણ ખુશી થયા અને પરણવાનો પોશાક તે ફકીર પાસે મોકલી દીધો ફકીરે સીપાઇઓ પાસે રાણીને કેહવરાવ્યું કે સાંજરે પડદા છોડવા સારૂ અમારા રાજાજી આવવાના છે તેથી રાણીએ પોતે સોળે સણુગાર સજી તે રાજાની વાટ જોતી બેઠી છે હવે ફકીરના વેશથી આવેલા મારૂજી રાજાના વસ્ત્ર અલંકાર સજીને પોતાના રેવંત ઉપર સ્વાર થયા એટલે દેવાંશી જેવા દેખાવા લાગ્યા. મારૂજી પોતાના રેવંતને ચાલતા નચાવતા રાણીના મેહેલ તરફ આવ્યા તેમને જોતાંજ રાણી મોહીત થઇ ગઇ અને એકે બીજાની નજર એક થતાં ઘોડો તલપીને રાણીના મેહેલમાં ગયો મારૂ બાહાર બેઠા છે ને રાણી સાત રંગના પડદા વિશે પુછેછે તે મારૂ તેના જવાબ આપે છે એટલે દાશી પડદા છોડે છે.

**દુહો**—પડદે આવ્યા મારા વાલમારે, તમે કહોને પડદા કેરી રીતે રે; ત૦ ધોળો પડદો કહી દાખવોરે વરમાળઆરોપુ આણી પ્રીતરે, વ. ધોળાવનમાં રાણી ધન ચરેરે, કાંઇ ધોળો વન કપાસરે, કાં૦ ધોળી પુ૦ પ માથે પાઘડીને; એતો શોભીતી બારે માસરે; અ૦ ભલો કહયો ને ભલો દાખવ્યોરે કંઇ ભલો ભજાવ્યો રંગરે; કાં૦ પીળો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે ત૦ ધોળો પડદો પાછો કરોરે રાણી પીળાની સુણજો રીતરે, રાણી૦ ઘડી એકમાં પરણી દાખવુંરે પરણી લઇ જઇશ ખચીતરે; પરણી૦ પીળો વનમાં રાણી પોપટોરે, કાંઇ પીળી ચણાની દાળરે; કાંઇ૦ પીળી ગોરાદેનો કંચવોરે, કશી કશી પહેરે આણી વહાલરે કશી૦ ભલે કહયો ને ભલે પાઠવ્યોરે કાંઇ ભલો ભજાવ્યો રંગરે; કાંઇ૦ રાતો પડદો કહી દાખવોરે તમને પોઢાડુ સેજ પલંગરે; તમને૦ પીળો પડદો પાછો કરોરે, રાણી રાતાની સુણજો રીતરે, રા૦ ઘડી એકમાં કહી દાખવુંરે, પરણી લઇ જઇશુ ખચીતરે, પ૦ રાતી તે વનમાં ચણોઠડીરે રાણી રાતો કસુંબો મજીઠરે; રા૦ રાતો ગોરાદેનો ચુડલોરે, બારે માસ પેહેરંતો દીઠરે; બા. ભલો કહો ને ભલો પાઠવ્યોરે; રાજા ભલો ભજાવ્યો રંગરે; રા. કાળો પડદો કહ દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે; તારાતો પડદો પાછો કરોરે રાણી કાળાની સુણજો રીતરે; રાતો ઘડી એકમાં કહી દાખવુંરે પરણી લઇ જઇશુ ખચીતરે, પ૦ કાળો તે વનમાં કોશીઓરે; કાંઇ તેથી કાળોરે ઠાગડે કાં૦ કાળો ગોરાદેનો ચોટલોરે, જાણે શોભતો વશીયલ નાગરે; જા ભલે કહયો ને ભલો પાઠવ્યોરે. રાજા ભલે ભજાવ્યો રંગરે, રા૦ લીલો પડદો દાખવોરે તમને પોઢાડુ સેજ પલંગરે તમે. કાળો પડદો પાછો કરોરે, તમે સુણજો લીલા કેરી રીતરે; ત૦ ઘડીએકમાં કહી દાખવુંરે પરણી લઈ જઇશું ખચીતરે પ. લીલો તે વનમાં વાલોળીઓરે, રાણી લીલા તે જવનો છોડરે રા૦

લીલો ગોરાદેનો સાળુડોરે; કાંઇ ઓઢતાં પહોંચે કોડરે કાં. ભલે કહયો ને ભલે પાંપવ્યોરે, રાજા ભલો ભજાવો રંગરે, રા૦ કાબરો પડદો કહી દાખવોરે તમને પોઢાડુ સેજ પલંગરે, ત૦ લીલોતે પડદો. પાછો કરોરે તમે સુણજો કાબરા કેરી રીતરે, ત૦ ઘડી એકમાં કહી દાખવુરે, પરણી લઇ જઇશુ ખચીતરે કાબરા રબારી ઘેર ઘેટડાં રાણી કાબરી ભાવસાર ઘેર ભાતરે. રા૦ કાબરી ગોરાદેની આંખડીરે, તેતો આંજતી માઝમ રાતરે તે૦ ભલે કહ્યો ને ભલે પાઠવ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે રા. ફરતો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે. કાબરો પડદો પાછો કરોરે રાણી ફરતાની સુણજો રીતરે રા. ઘડીએકમાં કહી દાખવુરે, પરણી જાઉ ખચીતરે રા૦ ફરતો ઘાંચી ઘેર બળદીઓરે, રાણી ફરતો કુંભાર ચાકરે રા૦ ફરતો ગોરાદેનો રેંટીઓરે જેની સોનાવરણી ત્રાકરે; સાત છોડયાં ને હજુ છોડશુરે. રાણી પુછો તે જવાબ દઉરે, રાખો હઇઆમાં રખે ઓરતોરે, આણદાંક પુછે તેરે કહું રૂપ જોઈ હરખુ સાહબારે કથન સુણી વાગે મોહબાણરે, ક. પેલા ભવના પુન્યે પામીએરે; સ્વામી ચઉદ વિદ્યા ગુણજાણરે, સ્વા પડદા છોડ્યા મારા સાહબા, હવે રહેતી નથી ધીરરે, હ. વરમાળા આરોપુ હેતશુ, કરી સ્થાપુ નણદલ કેરાવીર, કરે, ભલા કહ્યાને ભલા પાઠવ્યારે, રાજા ભલો ભજાવ્યો રંગરે, રા. ગદબદ પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે. તમને૦

ફુલાદે કહેછે કે તમે પડદા છોડયા તેથી મને ઘણો હરખ થયોછે માટે હવે જલદીથી તમારી સાથે પરણવાનો એક નવો પડદો પુછુંછુ તેનો મને જવાબ આપો એટલે મારા સરવે મનોરથ સફળ થાય.

**દુહો.**—પડદા પાછા કરો કામનીરે, તમે આવી બેસો સનમુખરે, તમે૦ ગદબદ પડદો કહી દાખવુરે, પરણીને પમાડુ સુખરે, પ ગદબદ ઘીને સાકરરે, રાણી ગદબદીઓ કંસારરે, રા૦ ગદબદ રાણીની ફુલ સેજડીરે, તેમાં પહોડે ફુલાદે નારરે તેમાં૦

રાજા પડદા છોડી રહ્યા એટલે રાણીએ મારૂને રજા આપી તેથી મારૂ પોતાને ઉતારૂ પરણવાની તઇયારી કરવા સારૂ આવ્યા પોતે પહેરેલો પોશાક રાજાને આપીને કહ્યું કે તમે તાકીદથી પરણીને તમારે દેશ લઈ જજો કદાચ આ પ્રપંચ રાણીના જાણવામાં આવશેતો પંચાત થશે એવું કહીને મારૂ ઘોડા ઉપર સ્વાર થઇને રાયા રૂપાના શહેરમાં પોતાની નોકરી ઉપર આવી પહોચ્યો સજાપણ રાતરે પેલાં લુગડાં પહેરીને રાણીને પરણી લાવ્યા અને સવારમાં પોતાની રાજધાની તરફ જવા સારૂ નીકળી પડયા ને રાજાની આવવાની ખબર જાણીને મારૂજી છુટી સ્વારીએ ઘોડો થેકાવતાં રાજાની સામે આવવા સારૂ નીસર્યા રસ્તામાં ઘોડે ઘણી મસ્તી કરવાથી મારૂનો અંબોડો છુટી ગયો તેમાંથી

અત્તરની ખુસબો રાણીફુલાદેના રથમાં આવી એટલે રાણીએ દાશીને કહ્યું કે—

**દુહો**—ઝટપટ દાશી પડદો ખોલજેરે, મનેમારૂ જોયાની ખાંતરે મ. રાયારૂપા મારો બંધવોરે, કાંઈ ગજરોમારૂ મારો કંથરે, કાં. રાયારૂપાનો ચુડો ભાગીઓરે, ગજરામારૂનો ચુડો હાથરે ગ. હવે શેહેર એનામાં નહી રહું હુંતો નહી જાઉં એની સાથરે. હુંતો૦

અરે દાશી હું રાયારૂપાનો ચુડોભાગીને ગજરામારૂના નામનો ચુડો ધારણ કરૂછું હવે મારે એના શહેરમાં જવાનો નીમછે એવુ કહી પડદામાંથી ડોકુ બહાર કહાડી જોયુ એટલે મારૂ દીઠા મારૂ રાજાની પાસે આવ્યો રાયારૂપા મારૂને જોઇને ખુશી થયા અને શહેરના દરવાજાની પાસે આવી પહોંચ્યા એટલે રાણીએ પોતાનો રથ દરવાજા બહાર ઉભો રખાવ્યો પછી રાજાએ કારણ પુછ્યું ત્યારે રાણીએ હ્યું મારે બાર વરસ સુધી આ શહેરમાં પેસવાનો નીમ છે તેથી શહેર બહાર મેહેલ બંધાવી રાણીને રાખ્યાં રાણીએ ત્યાં એક સરોવર ખોદાવ્યું તે એવા વિચારથી કે કોઇ દીવસ મારૂ ઘોડો પાવાને અહીઆં આવશે એમ કરતાં ઘણા દીવસપછી મહેલ તરફ ગયા ત્યાં સરોવર ભરેલુ દીઠુ એટલે ઘોડાને પાણી પાવા ગયા રાણીએ ગજરામારૂને આવતા દીઠા એટલે ઝરૂખે આવીને કહ્યુકે

હે મારૂજી આ સરોવર કાંઈ તમારા ઘરડાએ બંધાવ્યું નથી કે તમે વગર પુછે ઘોડાને પાવા લઇ જાઓછો મારૂએ ઘોડાને ખેંચી રાખી કહ્યું કે—

અરે રાણી પાણી વાસ્તે આટલાં લીલાં પીળાં કેમ થાઓછો મારો ઘોડો તમારા પાણીમાં ઉતર્યો તો તેને બદલે હું સારૂ તમને કડુ આપુછું મારૂ કડુ આપીને પાછો જાય છે એટલે રાણી કહે—

અરે મેહારાજ તમે અહીંયા પધારો પાછા જાઓતો તમને મારા સમ છે, રામની દવાઇછે મેં તમારા માટે તો બાર વરસનો નીયમ લીધોછે મારૂ ઘોડાને લઇને તે મેહેલમાં ગયો ત્યાં દાશીઓએ ઘોડો ઝાલી અને મારૂને પલંગ ઉપર બેસારીને વીવીધ પ્રકારની રસોઈ કરીને મારૂને જમાડયો ત્યાં હરખમાં આખી રાત જતી રહી અને સવાર થયુ ત્યારે રાણીએ મારૂને કહ્યું કે તમે માલણના ઘરમાંથી સળંગ ખોદાવજો મારૂ ત્યાંથી નીકળીને મકાન ઉપર આવ્યો અને માલણને બધી હકીકત કહી પોતે દરબારમાં ગયો અને રાતનો ઉજાગરો તેથી ઝોકાં આવતાં હતાં અને આંખો પણ લાલ થઈ હતી માટે એક સીપાઇ મારૂને મશ્કરીથી પુછવા લાગ્યો કે—

**દુહો**—આજની આંખ્યોરે ઠાકોર રાતીયોરે કાંઈ ઉજાગરાનુ ઘેનરે કાં૦ કીયા મોહોલેરે રંગ માણીઓરે ઠાકોર જાગ્યા છો સારી રાતરે. ઠાકોર૦ આજે કોઇ માનીતીને મોહોલે ગયા હતા કે ઉજાગરો થયો છે મારૂએ કહ્યું કે—

**દુહો**—અમે ગયાતા રાયની વાડીએરે ભુંડા સાથી મળ્યા દસ વીસરે જુ'૦ કેશર કસુંબા ત્યાં ગોળીયારે, પ્રેમ પ્યાલાની મચી ગીસરે. પ્રેમ૦

અમે તો રાજાના બાગમાં ગયા હતા ત્યાં કેટલાએક સોબતીયોએ કસુંબો કહાડયો તેની કેફ હજી ઉતરી નથી સિપાઇએ કહ્યું કે—

**દુહો**—અમલની કેફો ઠાકોર ઘેરીયોરે. મારી મોહરંગીનાં બાણુરે કાં નેણુ બળે છે નારી નીરખતાંરે શું સમજાવો ચતુરસુજાણુરે. શું૦

મારૂજી માનો ન માનો પણ આખી રાત કોઇ નારી સામું એકી નજરે જોયાં કર્યું છે તેથી આંખ્યો બળે છે એટલું કહેતાંમાં મારૂને રીસ ચડી એટલે સીપાઈ દબાઇ ગયો પછી મારૂએ ઘેર આવી રાણીના મેહેલ સુધી સુરંગ ખોદાવી આવજાવ કરવા લાગ્યાં એમ કરતાં બાર વરસ પુરાં થવા આવ્યાં એટલે એક દહાડો રાજા રાણીને મહેલે પધાર્યા તે વખત મારૂ મહેલમાં હતા તે રાજાને આવ્યા જાણી ઉતાવળા સુરંગમાં ઉતરી પડયા પણ માથાની પાઘડી રહી ગઈ રાજા મહેલમાં આવીને રાણી પાસે બેઠા અને કહ્યું કે હવે શેહેરમાં આવવાને બે ચાર દહાડા બાકી છે એમ કરતાં રાજાની નજર મારૂની પાઘડી ઉપર પડી એટલે રાણીને પુછયું કે—

**દુહો**—રાજા કહે રાણી સાંભળોરે, કાંઇ પુછીને લઇએ પારરે, રાણી બોલોને તમે સતવતીરે, રાણી કેટલા પુરૂષ ઘેર નારરે, રાણી૦

રાજાએ કહયું કે તમે કેટલા પુરૂષની સ્ત્રીછો રાણીએ જાણ્યું કે રાજા પાઘડી જોઇ વેહેમમાં પડયાછે પણ મારે તો સાચેસાચુ' કહેવું જોઇએ રાણીએ કહ્યું કે

**દુહો**—સાચુ' કહું રાજા સતવંતરે, તમે સુણજો સઘળો સારરે; ત૦ પતિવ્રતા વ્રત પાળીએરે, કાંઈ ચાર પુરૂષ ઘેર નારરે; કાં૦

હે રાજા મારે ચાર પુરૂષ છે પણ હું ખરેખરો પતિવ્રતા ધર્મ પાળું છું રાજાએ કહ્યું કે—

**દુહો**—પતિવ્રતા નારી એકનીરે તમે૦ ચાર કહ્યા તે કોણુરે, તમે૦ પર પુરૂષ સાથે બોલતાંરે પ્રથમ ગણે તે ભાઇ બેનને. પ્ર૦

રાણી રાજાને ખુલાસો કરી સમજાવે છે.

**દુહો**—પલંગમાં રામા પોઢતીરે. તેમાં પ્રથમ પાયા નર ચારરે. તે૦ તેની વચમાં સુવુ આહરેરે. માટે ગણ્યા તે મેં ભરથારરે, મા૦

રાજાએ ફરીને પુછયું કે તમે સાચી વાત કહો ત્યારે રાણી કહે છે.

**દુહો**—સાચું કહેતાંરે રાજા શક થયોરે, તમે સુણીને પામજો પારરે. ત૦ જીવતા લગી એક ઝંખીએરે, અમે તે પુરૂષ ઘેર નારરે.

હે રાજા હું આ પાઘડીવાળા પુરૂષની નારછું રાજાએ કહ્યું કે એ પાઘડી

કોનીછે, રાણીએ કહ્યું કે તમારા નામની અમે બાર વરસ એ પાઘડી જોઇને મન વાળ્યુંછે કે એજ રાજા બેઠા છે રાજાએ પુછ્યું એ પાઘડી કોણે બાંધી આપી રાણી કહે મેં મારે હાથે બાંધીછે રાજા કહે ત્યારે અમારા દેખતાં ફરી બાંધો. રાણીએ કહયું પુરૂષના દેખતાં સ્ત્રીથી પાઘડી ન બંધાય રાજા પાઘડી ભાગીને પડદામાં ગયા એટલે રાણીએ સુરંગમાં બેઠેલા મારૂને આપી તેણે જેવી હતી તેવી બાંધીને તૈયાર કરી એટલે રાણીએ રાજાને બોલાવ્યા રાજા વિચારમાં પડયા કે આ પાઘડીની બાંધણી ઠાકોરના જેવી છે માટે ઠાકોરને આપણી આ-નોકરીમાંથી રજા આપવી. આવું ધારીને પોતાના મોહોલે પધારયા ઠાકોર પણ સુરંગમાં થઇને માલણને ઘેર ગયા અને નોકરીની વખત થયા બાદ હાજર થયા એટલે રાજાએ કહ્યું કે તમે પગાર લેઇ ઘેર જાઓ મારૂએ કહ્યું કે મેં મારા પઇસા માલણને ઘેર સોપ્યાછે તે તમે સાચવજો જો કદી દાનત બગાડશો તો તમારી ખરાબી થશે કેમકે મારૂં નામ ગજરામારૂ છે. એટલુંજ કેહેતાંજ રાજાના મનમાં ધાશકો પડયો કે મુકરર ફુલાદેને લઇ જશે એવું ધારી રાજા વિદાય કરવા સારૂ ગયા મારૂએ પાછા ફરવાનુ કહ્યું પણ વીસ ગાઉ સુધી રાજા સાથે ગયા પોતાની તરફ પાછા એટલે તરતજ મારૂએ પોતાના ઘોડાને ઉડાડી મુકયો તે ગણગણ કરતો ઘડીમાં ફુલાદેના મહેલમાં આવીને ઉભો રહયો રાતે રાયારૂ-પાને ઊંઘમાં શમણાં આવવા લાગ્યાં તેથી જાગીને રાજાએ મામીને કહ્યું કે.

**દુહો**—રાજા કહે મામી સાંભળોરે, મને અજંપો બહુ થાયરે; મને૦ પેહેલા પોહોરનાં શમણાં આવીયાંરે. કાંઇ મોહોલે ચઢતો રાયરે; કાં૦ બીજારે પેહોરનાં શમણાં આવીયાંરે. જાણે સોગટાં માંડયાં સોળરે; જાણે૦ બેઠા ચાવે બીડાં પાં-નનાંરે, કાંઈ અધર દીસે રાતા ચોળરે; કાં૦ ત્રીજારે પહોરનાં શમણાં આવીયાંરે, મામી સાચો માને સઉ સીરરે; મા૦ ભમર પલંગપર પોઢતારે, કાંઇ તુટયો તે નવસર હારરે, કાં૦ ચોથા પોહેરનાં સમણાં આવીયાંરે, જાણે મારૂ થયો અ-સવારરે; જા૦ ચતુર રેવંત પલાણીઓરે, લેઇ ચાલ્યો ફુલાદે નારરે; લેઇ૦

સ્વપનાની વાત સાંભળીને મામીએ રાજાને કહ્યું કે—

**દુહો**—શમણાં પડે સુકે લાકડેરે, કાંઇ શમણાં સમુદ્ર બેટરે; કાંઇ૦ શમણાં સાચાં ન હોય રાજવીરે, કાંઈ શમણાં વંઝા પેટરે; કાં૦ શમણે નીરધન પામે ધનરે, કાંઇ વંઝાને પ્રસવે પુત્રરે, કાંઈ૦ શમણે મુરખ વિદ્યા ભણેરે; કાંઈ સારૂ પામે ઘરસુત્રરે; કાં૦ શમણે ભુખ્યો ભોજન જમેરે, કાંઈ તણાય તેની કુખરે, કાં૦ જાગીને જુવે સવારમાંરે, તોએ પેટમાં ભુખને ભૂખરે, તોએ૦

મામીએ સપનાની વાત સાચી નથી એમ કહ્યું પણ રાયારૂપાને ઉંઘ ન આવી તેથી ફુલાદેને મેહેલે ગયો અને ભીતે થઇ ઉપર ચડયો.

**દુહો**—પાછલી રાતે મોહોલે કોણ ચડેરે. જાણે મોહોલે ચડતો ચોરરે; કાં૦ રાયારૂપા તને જાણશે તો તો નહી રહે જીવ્યાનો ઠારરે. રાજા એકદમ ઉપર ચઢી મોહોલમાં આવ્યો ત્યાં મારૂના જેવો માણસ દીઠો રાણીએ જાણ્યું કે એ બંને ભેગા થશે તો મહા કેર વરતાશે તેથી રાજાને હાથ ઝાલી જરૂખામાં લઇ ગઇ અને કહ્યું કે—

**દુહો**—બેહેનને મેહેલે શું આવીયારે તમે જાઓને માડી જાયા વીરરે, તમે૦ રાયારૂપાનો ચુડો ભાગીઓરે; ગજરામારૂનાં ઓઢ્યાં ચીરરે, ગજરા૦

અરે રાજા હુંતો ગજરામારૂની ધણીઆણી છું અને તમે મારા ભાઇછો એ-થી રાજાને બહુ ગુસ્સો ચઢયો અને રાંડને ઝાડે લટકાવી તીરંમબાજી કરવાનો નીશ્ચય કરી પોતે મામી પાસે આવીને બધી વાત કહી તે સાંભળી મામીએ કહ્યું કે;

**દુહો**— મોળીયું મુકીને ઓઢ ચુંદડીરે, કાંઇ લજાવ્યું કુળ કપૂતરે, કાંઇ૦ બાલો ભાગીને ઘડાવ રેંટિઓરે કાંઇ કાંતો ઝીણાં સુતરે; કાંઇ૦ તેની વણાવે ઝીણી પામરીરેજાઇ મુકો મારૂજીને ભેટરે; જાઇ૦ જેમ જાનવર પોતે પાળેછેરે તેમ તારૂં ભરશે પેટરે; તેમ૦

મામીએ રાયારૂપાને ઘણાં મેણાં મારયાં પણ મારૂએ તઇયારી કરવા માંડી સવાર થતાં રાણી અને દાશીને ઘોડા ઉપર બેસારી રાયારૂપાની કચેરીમાં લ-ઇ ગયો રાયારૂપાએ તેમને દીઠાં કે તરત પોતાના સ્વારોને તેમને પકડવાનો હુકમ કર્યો એટલે મારૂએ ઘોડાને ઉડાડી મુકયો અને રાજા તથા તેમના સ્વારો મોં વકાસી જોઇ રહ્યા. મારૂ ફુલાદે રાણીને પીયરમાં મુકીને પોતે ઉડલઉડલના મુલકમાં ગયો અને ત્યાં માહાદેવની વાડીમા ઉતારો કરયો ત્યાંના રાજાની કુવરી સુઘડદેને મારૂની સાથે વરવું છે માટે માહાદેવની પૂજા કરેછે એક દહાડો કુંવરી માહાદેવની પૂજા કરવા વાડીમાં આવી ત્યાં મારૂજીને દીઠા એટલે તેનું રૂપ જો-ઇને સુગડદે પુછે છે;

**દુહો**—કીયારે મુલકથી તમે આવીયારે તમે કીયા મુલકમાં જાઓરે તમે૦ કેઇ જનેતાને પેટ જનમીયારે તમે કેઇ ગોરીના નાવરે ત૦ સાચું બોલોરે રાજા સત વંતારે કાંઇ કીયાં તમારાં ગામરે, કાંઇ૦ કુંવર છો રાજા કોણ તણારે, વળી શું છે તમારૂં નામરે. વળી૦

તે સાંભળી મારૂએ કહ્યું કે—

**દુહો**—ઉત્તર ખંડથી અમે આવીયારે, કાંઇ પશ્ચિમ અમારો ભાવરે કાંઇ૦ આભામંડળના અમે રાજવીરે, રાણી મંછા ગોરીના નાવરે, રાણી૦ હું તો ંવર રાજા જામનોરે ગઢ માંડવ મારૂ ગામરે કાંઇ૦ અણુમાનીતીનો દીકરોરે ા ગજરોમારૂ છે નામરે; કાંઇ૦

અમે ઉત્તરથી આવ્યા છીએ પશ્ચિમ તરફ જવું છે અને જે મારા ઉપર મોહિત થઇ મને ઇચ્છે છે તેનો હું પુરૂષ છું રાણીના મનમાં આનંદ આનંદ થયો અને કહ્યું કે મહારાજ હું તમને વરી ચુકી છું માટે સાંજના મહારા મોહોલે પધારજો એમ કહી સુધડદે પોતાના મેહેલમાં પોતાની સખી દેવળદે જે પ્રધાનની કુંવરી છે તે સાથે આવી અને રંગમેહેલ શણગાર્યો.

દુહો—રંગમેહેલનો સુંદર ઓરડોરે કાંઇ ધોળ્યો છે ઝાકઝમાળરે, કાં૦ મેવા ફળ માંહી મુકીયારે કાંઈ રાજવળાની રીતરે, કાં૦ રસોઇ બનાવી બત્રીસીરે કાંઈ અદકી આણી પ્રીતરે, કાંઇ૦ દુધ અતી ઉકાળીઆંરે કાંઈ તેજના તઇયારરે, કાંઇ૦ મારૂ જોતાં પોતે મોહી રહેરે, કાંઇ સજના માંડ્યા શણગારરે. કાંઇ૦

રાણીએ પોતાનો મેહેલ ભપકાદાર કર્યો અને પોતાના પ્રાણહારને માટે બત્રીસો રસોઈ તઇયાર કરી પછી પોતે શણગાર પેહેરવા માંડ્યા.

દુહો—જરકશીનો સુંદર સાળુડોરે, માંહી ઝાઝો કસુંબી રંગરે, માંહી૦ તેતો ઓઢ્યો અલબેલીએ જેમાં ભાસે ગોર અંગરે, જેમાં૦ વેણુ લાંબી શેષ સરી ખડીરે, ફેણુ જાણે મણિ શીશ ફુલરે ફેણુ૦ સેંથે સીંદુર પુર્યોરે શોભાનોરે મૃગ મદની લીધી ચીત ચોટરે. મ૦ ભાલ સુંદર બીરાજતુંરે મદથતીનું જોબન જોરરે મદ૦ ભ્રગુટી કમાન છબીલડીરે સતનમાં લોચન રસ કંપરે, સતન. અતી અણી- યાળાંછે નેણરે, ચપળ ઘણાં છે કટાક્ષ રૂપરે, નાશિકાની વાળી જાણે જુમખેરે વેશરે મુક્તા છેલ બહુ હાલરે, વેશ૦ અરૂણ આધારપર ઢળકતાંરે જોતાં મુનિ ચળે તતકાલરે જો. હોય કરે મદ મધુરૂરે કાંઇ દાડમ બીજ શા દાંતરે, કાં૦ કુંદનરેખા દીસતી ઝળકતીરે, ચળકટ ચોરે શું ચિતરે. જુગલ માણી છે ચળક તારે ફુલ પાન પીઆને જુમરે ફુ૦ ગોળણો ગોરીનો ધમકતોરે ઘણો ઘુઘરડી કેરો ગુછરે ઘ૦ કોટી સુરજ વર નારીએરે, સુંદર મુખડું મહુંછે ગાનરેસુ૦રંગ તંબોળ મુખ ચાવસોરે અગનેણીનો વાંકો મોડરે મૃગ૦ જરકશી ચુટાની કાળી કંચુકીરે, કશી કશીને પેહેરી કોટરે, ક૦ તુશી તનમનીયાં હેમનાં હાંસડીરે મા- દળી કરી ગળે ચંદનહાર ચોસરનોરે મુકતાફળ માળ વિશાળ મુકતા કંકણ સ- હીત કનક કર ચુડોરે મગગજ બજોડોછે સારરે મ૦ વાંક વીંટી બાજુબંધ બે રખી છલા આરસી રહી છે હાથરે. છ કુંવરી બની અનુપમ અપસરા કાંઇ તેજ તણો નહી પારરે કાં૦ ફુલ અતર મેંકી રહયાંરે. એવી બની સુધડદે નારરે.

ઘણા સરસમાં સરસ અને શોભિતા શણગાર પેહેરી રાણી સુધડદે પોતાના માનીતા મારૂની વાટ જોતી ઝરૂખે બેઠીછે, એટલે ગજરામારૂ પોતાના રેવંતને મહાદેવની વાડીમાંથી કુદાવીને રાણીના મેહેલમાં આવ્યો. રાણી મારૂને જોઇને ...ની શય્યાં અને બત્રીશ ભાતની રસોઇ તૈયાર કરેલી હતી તે જમાડી અને ૧

લંગ ઉપર બેઠાં અને આનંદની વાતો કરતા આખી રાત ગઇ. અને વહાણું વાયું એટલે રાજા ઘોડા ઉપર બેસારીને શેહેર વચે થઇ ચાલવા માંડયું તે જોઇ શેહેરના લોકો રાજા પાસે ગયા અને કહ્યું કે કુંવરીને ઘોડે બેસારી કોઇ મુસાફર લેઇ જાયછે એવું સાંભળી રાજાએ તમામ સ્વારોને પકડી લાવવાને હુકમ કર્યો તેથી લશ્કર સહીત પ્રધાન વિગેરે તમામ માણસો પકડવા ગયા તેમણે મારૂને ઘેરી લીધો પછી મારૂએ મહાદેવની સ્તુતી કરવા માંડી એટલે મહાદેવ પ્રસન્ન થયા એટલે રાજાના બારગીરોનાં બાણ ગોળીઓ ખાલી જવા લાગી તે તમાસો જોઇ રાજા અચંબો પામ્યો અને પ્રધાનને મોકલી મારૂને પુછાવ્યું કે મહારાજ તમે કોણ છો. મારૂએ કહ્યું કે હું માંડવગઢના જામરાજાનો કુંવર ગજરોમારૂ છું એ વાત સાંભળીને પ્રધાન અને રાજા ખુશી થયા થયા અને મારૂને ઘેર લાવી કુંવરી પરણાવવાની તૈયારી કરી ત્યાં મારૂ ફેરા ફરે છે અને સ્ત્રીઓ ગીત ગાય છે.

**દુહો**—સહીઅર સહુ મળી સાથમાંરે, કાંઇ હરખે ગીત ગવાયરે કાં. ચોરી બંધાવી ચોકમાંરે, ત્યાંતો ચાર મંગળ વરતાવરે, ત્યાં૦ મંગળ ફેરા ફરતેરે, કાંઇ જોવા મળી સહુ જાનરે, કાંઇ હસ્તી ઘોડા હીરા મોતીનારે, માતપિતાએ આપ્યાં દાનરે, મા. પરણી ઉઠયા કાંઇ પ્રાણ નાથરે, કાંઇ આનંદ વાપ્યો અંગરે, કાંઇ. સુખડદે દેવળદે બે રાણીઓરે, પરણી ચાલ્યા પોતે સંગરે, પરણી૦

મારૂને સુખડદે અને દેવળદે બંને કુંવરીઓ પરણાવી રાજાએ ઘણો માલ આપીને લાવલસ્કર સાથે વિદાય કરયા તે રાણી ફુલાદેના નગરમાં આવ્યા ત્યાં પણ ઘણું ધન અને લસ્કર મળ્યું જે લેઇ પોતાના શેહેરનો રસ્તો પકડયો રસ્તે આવતાં વડ ઉપર રાણી ચંપાદે હતાં તેમને પણ સાથે લીધાં અને પોતે ચાર રાણીઓ સહીત ગામની ભાગોળે મુકામ કીધો, જામરાજા લસ્કરની ધામધુમ જોઇને બીહી ગયો તેમને દેહેસત લાગી કે મારાં ખાંડીયા મેડીયા પુત્રોમાં કાંઇ દમ નથી અને દુસ્મનનું દળ તો ઘણું ભારેછે માટે જો આ વખત ગજરોમારૂ હોતતો તે મુકરર જીતના ડંકા દેઇને દુસ્મનોના દળને ચકચુર કરી નાંખત પણ હવે શો ઉપાય. એવી શોચના કરેછે એટલામાં વધામણી આવી કે બાર વરસ પુરાં થયેથી ગજરામારૂ ઘેર આવ્યા. એવું સાંભળતાંજ રાજા અને રાણી બહુ ખુશી થયાં. અને ઘણી ધામધુમ સાથે સામઇયું કરી રૂપાનાં ફુલ ખડાવી વાજતેગાજતે મારૂને ઘેર લાવી ગાદીએ બેસાર્યો.

**દુહો**—માતપિતાએ વધાવીઆરે કાંઇ હરખ કહ્યો નવ જાયરે,કાં. પિતાને બેકર જોડીનેરે, દામાવંતીને લાગ્યો પાયરે,દા. રાણીઓ પરણીને મળ્યા માતનેરે, દામાવંતીના પુરયા કોડરે, દા. કરજોડીને કવી વીનવેરે બોલો જય જય શ્રી રણછોડ બોલો.

**સમાપ્ત.**

